Reg. No. B. 956

૧૨૭૨

# કપોળ.

[illegible] ] ઓગસ્ટ ૧૯૨૫. [ અંક ૮ મો.



---

“ કપોળ ” સંબંધી પત્રવ્યવહાર મેનેજર “ કપોળ ઓફીસ ” [illegible]-મુંબઇને સરનામે કરવો.

વળી એક બીજી આગમાં સપડાયલી

# ગોદરેજની તીજોરી.

ગોગ્ર રસ્તા ઉપર કોટમાં પારસી બજારમાં મોટી આગ લાગી હતી. તે

ઘરમાં બીજે માળે મી. કાવસજી દુબાશના વપરાશમાં એક

ગોદરેજની **તીજોરી** હતી.

તીજોરીવાળા ઓરડામાં લાકડાનું ફરનીચર સર્વ બળીને કોયલો થઈ ગયું હતું. તીજોરીની બંને બાજુએ લગોલગ મોટી કબાટો હતી. તે તમામ બળી ગઈ હતી. આગ એટલી સખત હતી કે તીજોરીમાં સઘળું બળી ગયું હશે એવું સૌ કોઇ માનતા હતા.

**તીજોરી ઉઘાડતાં અંદરનાં કાગળો વીગેરે સર્વ જોખમ તદ્દન સલામત મળી આવ્યો હતો.**

**બળી ગયલાં ઘરના પાડોશીઓએ તીજોરી માટે**

## ગોદરેજને કારખાને

**આવવું શરૂ કર્યું છે.**

**છેલ્લાં માઇસોરનાં પ્રદર્શનમાં ગોદરેજની તીજોરીઓ**

**અને તાળાં માટે બે જુદા જુદા**

## સોનાના ચાંદ મળ્યા છે.

પ્રદર્શનમાં બીજા તીજોરીવાળાઓને આગથી તીજોરીઓની તપાસ કરાવવાની સૂચના ગોદરેજે કરી હતી પણ કોઇ કબુલ થયું હતું નહીં.

**કારખાનું:—ગેસ કંપની પાસે, પરેલ, મુંબઈ.**

# કપોળ.

જ્ઞાતિ સમસ્ત જનનાં હિત સાધવાને
ધાર્મિક બોધ કરીને સુખ અર્પવાને;
જ્ઞાતિ તણા ઉદય સંપ સુનીતિ કાજે,
જન્મી "કપોળ" સ્વબળે કૃતકૃત્ય થાજે.

પુસ્તક ૬ ઠું. ] ઓગસ્ટ ૧૯૧૫. [ અંક ૮ મો.

## ડૉ. જીવરાજનું આગમન.

### આપણી ફરજ.

ડૉ. જીવરાજ નારાયણ મહેતા પોતાનો વૈદિક અભ્યાસ પુરો કરી થોડા વખતમાં હિંદુસ્તાનમાં આવનાર છે. એવા ખબર આપણે સાંભળીએ છીએ તે વખતે તેમને ઘટતો આવકાર આપવાને માટે કંઈક પગલાં લેવાં જોઈએ, એવા ઉદ્ગારો ઘણાએક "કપોળ" ભાઈઓ તરફથી અમોએ સાંભળ્યા છે. અમોએ અમારા ગયા મહીનાના અંકમાં પ્રાસંગીક નોંધમાં આ બાબત તરફ અમારા જ્ઞાતિભાઈઓનું ધ્યાન ખેંચ્યું છે અને ફરીથી તે તરફ ધ્યાન ખેંચવા રજા લઈએ છીએ.

ડૉ. જીવરાજનું નામ અત્યાર આગમજ કપોળ ભાઈઓમાં ઘરગતુ થઈ પડયું છે તેને માટે વધારે ઓળખ આપવા જરૂર નથી. તેમની અહીંની કૉલેજ કારકીર્દી,—તેઓએ મેળવેલી સ્કૉલરશીપો, ચાંદો, અને ઇનામો, તેઓનો વિલાયતમાં ઉંચો વૈદિક અભ્યાસ, તેઓએ મેળવેલી એમ. બી. બી. એસ; એમ. આર. સી. પી. અને એમ. ડી. ની ઉંચી ડીગ્રીઓ, તેઓએ એમ. ડી. માં પહેલા આવી સોનાનો મેળવેલો ચાંદ,–

આ સઘળી બાબતો અત્યાર આગમજ અમારા ભાઇઓમાં એટલી બધી જાણીતી થઈ પડી છે કે તેનું સવિસ્તર વર્ણન કરવા જરૂર નથી. અભ્યાસ કરી ઉંચું માન મેળવનારાએ તો ઘણા હોય છે પણ ઉંચા અભ્યાસ સાથે દેશસેવા અને પોતાના ભાઇઓ માટે હકો મેળવવા મારેની લડત સાથે સાથે બહુજ ગણ્યાગાંઠ્યા માણસોથી બને છે. આપણા ડૉ. જીવરાજે પોતાના પ્રદેશમાં દેશસેવા માટે શું કર્યું છે, તેનું સવિસ્તર બ્યાન આપવા જરૂર નથી. ટુંકમાં હીંદીઓ માટે ઓહ્ાઓ મેળવવા તેમની લંડન યુનીવરસીટી સાથની લડત, લંડન ઈન્ડીઅન એસોસીએશન સ્થાપવા માટે ઑન. મી. ગુપ્તા અને મીસીસ નાયડુ વગેરે સાથે તેઓએ લીધેલી મહેનત–તેના પ્રમુખ તરીકે તેઓએ બજાવેલું કાર્ય–ઈન્ડીઅન ગીલ્ડ ઑફ સાયન્સને ટેકનૉલૉજીના લોકલ સેક્રેટરી તરીકે તેઓએ કરેલું કામ, આફ્રીકાના હીંદીઓ મારેની લડતમાં તથા તેને માટે લૉર્ડ ક્રયુ પાસે ગયેલા ડેપ્યુટેશનમાં તેઓએ લીધેલો ભાગ, ઓફીસર્સ ટ્રેઈનીંગ કોરમાં હીંદીઓને દાખલ કરાવવા મારેની લડત અને અન્ડર સેક્રેટરી લૉર્ડ ઇસલીંગ્ટન પાસે ડેપ્યુટેશનમાં જઇ તેઓએ રજુ કરેલો કેસ, હીંદી વિદ્યાર્થીઓની ફરીયાદો તરફ તેઓએ હિંદુસ્તાનના પ્રધાન તથા બીજા અમલદારોનું ખેંચેલું લક્ષ અને તેને માટે મોટા મોટા અમલદારોની લીધેલી મુલાકાતો, તેમની સેવાઓમાં એક નાનો સરખો ભાગ છે. ત્યાં તેઓએ હીંદીઓનો અનુપમ ચાહ મેળવ્યો છે. ગયા ફેબ્રુઆરી મહીનામાં સર ભાવનગરીના પ્રમુખપણા નીચે આપેલું મોટું ખાણું અને તેમાં સર ફીરોઝ ગુમા, આબાસઅલી બેગ અને અન્ય મોટા મોટા હીંદીઓની હાજરી, તેમની લોકપ્રિયતાનો અચ્છો ખ્યાલ રજુ કરે છે. આ સિવાય લોકમાન્ય મરહુમ મી. ગોખલે, સ્વદેશ વીરવર મી. મોહનલાલ કરમચંદ ગાંધી, સ્વદેશભક્ત કવી બાઇ મીસીસ સરોજીની નાયડુ અને એ સિવાય તેમના સમાગમમાં આવેલા બાનુઓ અને ગ્રહસ્થો તેમને માટે કેવો ઉંચો અભિપ્રાય ધરાવે છે તેનો આપણને અત્યાર આગમજ અનુભવ મળી ચુક્યો છે. મરહુમ ઑન. મી. ગોખલેની ડૉ. જીવરાજ મારેની ભવિષ્યવાણી એવી હતી કે "ડૉ. જીવરાજ ઉંચે દરજ્જે જશે અને માણસોના નેતા થશે." મી. ગાંધીએ ખાનગી વાતચીતમાં અને કપોળ બોર્ડીંગ સ્કુલમાં તેઓ પધાર્યા હતા ત્યારે તેમને માટે વાપરેલા ઉંચા શબ્દો અને કપોળ સ્ટુડન્ટસ યુનીઅનના ગયા ઈનામ વેંચવાના મેળાવડામાં દશમીનીટ સુધી ડૉ. જીવરાજની શક્તિ, હિંમત,

ચારિત્ર્ય, અને દેશસેવા માટે મીસીસ સરોજીની નાયડુએ કરેલી તારીફ, આ સઘળું કપોળ ભાઇઓનું હૃદય આનંદ અને મગરૂરીથી નહિ ઉછળાવે? મીસીસ નાયડુએ વિશેષમાં જણાવ્યું હતું કે કપોળ જ્ઞાતિએ એક ડૉ. જીવરાજ જેવા સપુતને પૂરો પાડયો છે તે દેશની ઓછી સેવા નથી. આવા સ્વદેશ ભક્ત, ભવિષ્યની ઉંચી આશા આપનારા અને વિદ્યામાં કોઈ પણ હીંદીએ નહિં મેળવેલું એવું અનુપમ માન મેળવનારા આપણા ડૉ. જીવરાજને દેશમાં પાછા ફરે ત્યારે વધાવી લેવામાં, તેમને ઘટતું માન આપવામાં આપણી જ્ઞાતિ પહેલ કરશે અને પોતાના પનોતા પુત્રની કદર કરવામાં પછાત નથી એમ સાબીત કર્યા વગર રહેશે નહિ તેવી અમને પુરતી ખાત્રી છે. કારણ ડૉ. જીવરાજને પર્સ આપવા અને સફળ સફર ઇચ્છવા મળેલી ઝવેરબાગની ન્યાતની સભાનો ઉત્સાહ અમો હજુ ભુલી ગયા નથી પણ હવે તેમને આવવાનો થોડો વખત રહ્યો છે તે દરમ્યાન ઘટતી ગોઠવણ કરવા, તેમને બંદર ઉપર ઘટતો આવકાર આપવા, આ સઘળાનો વિચાર કરવા, ન્યાતની સભા તાકીદે બોલાવવાની જરૂરીઆત છે. એ માટે આપણી ન્યાતના શેઠ સર જગમોહનદાસને અને સેક્રેટરીઓને અમો સુચના કરીયે છીએ કે તેઓએ ન્યાતની કમીટીની મીટીંગ તુરતજ બોલાવવી અને ન્યાતની કમીટી તે સંબંધમાં ઘટતો વિચાર કરી ન્યાતની સભા બોલાવશે તો આ બાબતની ગોઠવણ તુરતજ થઈ શકશે તેમ અમારૂં માનવું છે. કહેવામાં આવે છે કે ન્યાતના કામો થતાં વર્ષોના વર્ષો નીકળી જાય છે પણ અમને અનુભવ છે કે અમારી જ્ઞાતીએ કેટલાંએક કામો થોડાજ વખતમાં અને જે કુનેહ અને ડહાપણથી પાર પાડયાં છે અને તેથી આ કાર્ય તુરતજ ઘટતે ઠેકાણેથી ઉપાડી લેવામાં આવશે એવો અમને પુરતો ભરોસો છે. અમારી એવી સુચના છે કે ન્યાત તરફથી એક ડેપ્યુટેશન નીમાય કે જે ડેપ્યુટેશન તેમને લેવા અને આવકાર આપવા સ્ટીમર ઉપર જાય અથવા તેમને બંદર ઉપર આવી પહોંચતા ન્યાત તરફથી આવકાર આપે અને જેટલા જ્ઞાતિભાઇઓથી બને તેમને બંદર ઉપર આવવા વિનંતિ કરવામાં આવે તો ડૉ. જીવરાજ ઉપર અમારા કપોળ ભાઇઓ અને બ્હેનોનો ચાહ જોતાં, અમોને લાગે છે કે બરોબર વખત પહેલેથી જણાવવામાં આવે અને બરોબર વ્યવસ્થા થાય તો તેમને આવકાર આપવા મોટી સંખ્યા હાજર થાય. અને આ પ્રમાણે બંદર ઉપર આવકાર આપ્યા પછી તેમને મુબારકબાદી આપવા અને એક ઘટતી ભેટ આપવા ન્યાત તરફથી ઘટતી સભા ભર-

વામાં આવે. અમોને આશા છે કે આ અમારી સુચનાઓ ઉપર ઘટતું ધ્યાન આપવામાં આવશે અને જ્ઞાતિના આગેવાનો આ સવાલ ઉતાવળથી ઉપાડી લેશે.

---

## મ્હારાં બુલબુલો !

---

( પડતી હવે મુજને ખબર ) રાહ !

આનંદ ને ઉલ્લાસના મયદાનમાં ફરતા હતા,
રમણીક વિશ્વતણી લીલા અતી પ્રેમથી અવલોકતા;
ઉર્મિઓ અમ હૃદયની નિશદીન હતી આનંદમાં,
ક્યાં એ દિનો ગાળ્યા ગયા આવ્યા હવે દિન શોકના!
ઉદાસી કાં હૃદય પ્રસરી (૨)

વિભુ આ કોપ શો ત્હારો, કર્યો સંસાર શું ખારો!
દયા કંઇ લાવ તવ હૃદયે (૨) અમારા પ્રેમને સાટે (૨)

ગયાં બુલબુલ ઉડી આજે અમારાં પ્રેમપીંજરના
વિલોકું ક્યાં મધુરાં એ, અભાગી પ્રેમ ઉપવનનાં

થાકી રહિઓ હેરી રસીકડાં પ્રેમીઓ માટે,
નિહાળ્યાં ક્યાં નહી એને કહો કોં ગ્યાં કઇ વાટે!
(અમારા પ્રેમને સાટે) (૨)

" વિશ્વ-મોહન. "

## દંપતીની સલામતિ ઇચ્છનારી
## કપોળ વીમા કુંપની.

( લખનારઃ—જાદવજી માવજી ગાંધી. )

" નિરાશ્રીતને આશ્રય આપનાર સદ્‌ગ્રહસ્થો, સ્વયંસેવકો, સર્વાંસલીગ, કપોળ મીત્ર મંડળો વિગેરે વિગેરેને ધ્યાન આપવા લાયક. "

જુદી જુદી જાતના દરદોની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે તેને લીધે અગાઉનાં કરતાં મરણની સંખ્યામાં ઘણો વધારો માલૂમ પડે છે. તેમજ આગળનાં કરતાં લોકોની કમાણીમાં ઘટાડો થતો જાય છે. અને ખર્ચમાં વધારો થતો જાય છે. આ કારણથી કમાનાર માણસ ગુજરી જતાં તેને આધારે રહેનાર બૈરાંછોકરાંની ઘણી દુર્દશા થતી જોવામાં આવે છે. પાછળની પ્રજા વિષે કાંઇક ઓછી ફીકર રહે એવા હેતુથી કેટલાક પુરૂષો જીંદગાનીનો વીમો ઉતરાવે છે, તે ઘણું સારૂં કરે છે. આપણા દેશી લોકોની બાઇડીઓનો વીમો વીમા કુંપની ઉતારતી નથી. એ વીમા કુંપની ઘણીખરી પરદેશીઓ છે, અને થોડીકજ દેશી છે. તમામ વીમા કુંપનીઓ સારો નફો કાઢે છે. અને વીમા ઉતારનારા, ગરીબોના પાછળ રહેલ સંબંધીઓને આશીર્વાદરૂપ થઇ પડે છે. એવું કેટલાક બનેલા દાખલા ઉપરથી તથા તેમના રિપોર્ટ ઉપરથી આપણને ખાત્રી થાય છે. નફો બધો પરદેશમાંજ જાય છે. તે આપણી કોમમાંજ રહે અને સ્ત્રી ગુજરી ગયા પછી બીજી સ્ત્રી કરવામાં અથવા વૃદ્ધાવસ્થામાં તથા તેના છોકરાઓને મદદગાર થઇ પડે, અને જો પુરૂષ મરી જાય તો તેની સ્ત્રી તથા સંતતીને આધારરૂપ થઇ પડે એવો હેતુ રાખી આપણે આપણી કોમને માટે વરથોડીઆંનો વીમો ઉતારનાર એક સારા પાયાપર વીમા કુંપની સ્થાપવાની અતિ આવશ્યકતા છે.

આવી ઉભી થનારી વીમા કુંપનીને માટે ક્યા ક્યા નિયમો જોઇએ તે કપોળ હિતચિંતકોએ વ્યવહાર દક્ષ ગ્રહસ્થોએ તથા વકીલ બારીસ્ટરો તથા દાક્તરોએ સ્વજ્ઞાતિના ભલાને માટે પોતાના મગજને તસદી આપી કપોળ માસિક ચોપાનીયામાં લખી મોકલવા વિનંતી કરીએ છીએ.

તે સંબંધી મારો મત નીચે પ્રમાણે દર્શાવું છું.

(૧) પચીશ પચીશ રૂપીઆના શેર કાઢી કુલ એક લાખ રૂપીયાનું ભંડોળ એકઠું કરવું.

(૨) એ કુંપની લીમીટેડને માટે રજીસ્ટર કરાવવી.

(૩) સો અને તે કરતાં વધુ શેર ખરીદ કરે તેને ડાયરેક્ટર નીમવા.

(૪) કોઇ એકી સાથે હજાર અને તે કરતાં પણ વધુ શેર ખરીદ કરે તે પરોપકારી ગ્રહસ્થનું નામ કુંપની સાથે જોડવું.

(૫) શેરહોલ્ડરોને નફાના પ્રમાણમાં દર વર્ષે વ્યાજની વહેંચણી આપવી એટલે કે ભંડોળ અને લવાજમની રકમોનાં વ્યાજમાંથી ખર્ચ કાઢી વહેંચણી કરવી.

(૬) લગ્ન થાય ત્યારથી વરઘોડીયાંનો વીમો ઉતારવો. પણ વરની ઉમર ૧૮ વરસની અંદર અને ૪૫ ની ઉપર હોય તથા કન્યાની ઉમર ૫૬ વરસની અંદર હોય તો વીમો તેવાં જોડાંનો લેવો નહિ તેમજ રૂ. ૨૦૦૦ બેહજાર કરતાં વધુ વીમો કોઇનો લેવો નહીં.

(૭) પુરૂષનું ભવિષ્ય થયે તેની સ્રીને અને સ્રીનું મરણ થયે તેના ધણીને પોલીસીનાં નાણાં આપવાં પણ જો આપઘાત ન કર્યો હોય તો આપવાં.

(૮) કુંપનીએ સદરહુ રૂ. ની રકમ ગવરમેન્ટ સીક્યુરિટી કે એવીજ વગર જોખમવાળી બેંકમાં રોકી વ્યાજ ઉપજાવવું.

(૯) કુંપનીની ઓફીસ જ્યાં આપણી વસ્તી વધારે હોય, અને ઓફીસ ખર્ચ જેમ બને તેમ કરકસરથી ચલાવી શકાય તેવું હોય તે સ્થળે રાખવી. અને બીજે સ્થળે એજંટો રાખવા. લવાજમની રકમ ઉપર એજંટને પ્રથમ એકવાર પાંચ ટકા અને પછીથી સેંકડે અઢી ટકા કમીશન આપવું.

(૧૦) પલ્લાના રૂ. કુંપનીને સોંપી દે તો તેમની પાસેથી લવાજમ ન લેવું. અને પલ્લાં કરતાં દોઢી રકમની પોલીસી આપવી. એમ થવાથી બંને પક્ષકારોની અંદર અંદર કેટલીક વખત તકરારો થાય છે. તે

બંધ થશે. ઉપરાંત પલ્લાવાળી સ્ત્રીને લગ્ન થયા પછી ગેરવાજબી રીતે સતાવવામાં ધણી તથા સાસરીયાં તરફથી નિરઅપરાધી અબળા ઉપર જુલમ થાય છે એવી સ્ત્રીઓનો મોટો આશીર્વાદ કુપનીને મળશે.

(૧૧) સ્વજ્ઞાતિના નિરૂધમી માણસોને ધંધે લગાડવા, તથા વિદ્યાકળા શીખવા કુંપનીએ યોગ્ય રકમ પુરેપુરી જામીનગીરી લઇને વ્યાજે આપવાની ગોઠવણ કરવી.

(૧૨) બીજી કુંપનીપ્રામિયમ લઈ વીમો ઉતારે છે તેનાં ઉપર સુરત રાખી દોઢું લવાજમ લેવાની યોજના કરવી. કારણ? આફતમાં બેવડું જોખમ કુંપનીને માથે રહે છે. તેમાં વળી એકલાં બૈરાંનું જે કે બીજી કુંપનીઓ ઉતારતી નથી.

---

## કેળવણી.

અને

## તે બાળકોને કેમ આપવી?

લખનાર ( રા. રા. એમ. કે. જોશી. )

---

કોઈ પણ માણસ કહેશે કે હાલના વખતમાં કેળવણી આપવાની રૂઢી અગાઉના વખતની કેળવણીની રૂઢીથી તદન જુદીજ છે. અગાઉના વખતમાં શિક્ષકો બાળકોને મારફાડ કરીને તેઓને ગોખાવતા જેથી કરીને પરિણામ એ આવતું કે બાળકોનો મોટો ભાગ પોતાને મળેલી કેળવણીથીજ સંસાર વ્યવહારમાં ચાલતા પણ તેઓ પોતાની મેળે બીલકુલ વિચાર કરી શકતા હતા નહિ. તેનું કારણ એકે તેઓને નાનપણથીજ વિચાર કરવાની ટેવ પડતી નહિ. અને તેથી તેઓનું મગજ શુન્ય થઇ જતું.

જ્યારે હાલના જમાનામાં દરેક જાતની કેળવણી એવી રીતે આપવામાં આવે છે કે તેથી બાળકો પોતાની મેળે વિચારી શકે છે; અને તેનાં

મગજ ખીલે છે. આનું કારણ એ કે કોઇ પણ પ્રકારની કેળવણી આપવા પહેલાં તે કેળવણીનાં મુખ્ય તત્ત્વો બાળકોનાં મગજમાં બરાબર ઠસાવવામાં આવે છે અને તે તત્ત્વોમાંથી આગળ કેમ ચાલવું તે બાળકોજ વિચાર કરીને શોધી કાઢે છે.

**કિન્ડરગાર્ટન.** ઘણા લોકો ઉછરતાં બાળકોને કેળવણી કિન્ડરગાર્ટન રીતિથી આપવા રાજી હોય છે. પણ કિન્ડરગાર્ટન એટલે શું, તે લગભગ સમાજનો મોટો ભાગ સમજતું હોય તેમ દેખાતું નથી. કિન્ડરગાર્ટન એ કાંઈ એક જાતની રૂઢી નથી. કિન્ડરગાર્ટન એટલે કે " બાગમાંનાં બાળકો " એટલે કે બાળકો જાણે હમેશાં બાગમાં રહીને હસતાં રમતાં રહે તેવી રીતે તેઓને કેળવાય તે કિન્ડરગાર્ટન.

કિન્ડરગાર્ટન કાંઇ એક જાતની કેળવણી આપવાની રીત નથી. હાલના વખતમાં ઘણા લેભાગુ શિક્ષકો કિન્ડરગાર્ટનનું નામ લઈ બાળકોના માબાપને નકામાં રમકડાં લ્હેવડાવી ખરચમાં નાખે છે. બાળકોને રમકડાંથી શિખવવું એ કાંઈ કિન્ડરગાર્ટન નથી. પણ બાળકોને એવી રીતે શિખવવું જોઈએ કે જેથી તેઓને કંટાળો આવ્યા સિવાય ઉમંગથી હસી રમીને જ્ઞાન પ્રાપ્ત કરે તેનું નામ કિન્ડરગાર્ટન.

આવી કેળવણી આપવાને હજારો ચીજોનો ઉપયોગ કરવામાં આવે છે.

**શિક્ષકોએ શું કરવું.** ન્હાનાં ઉછરતાં બાળકોને કેળવણી આપવા પહેલાં દરેક શિક્ષકે જોવાનું એ છે કે તે બાળકની પ્રકૃતિ કેવા પ્રકારની છે એટલે કે તે બાળક શી શી બાબતમાં ઉમંગ લહે છે. અને જો શિક્ષક બાળકની પ્રકૃતિ જાણી જાય તો લગભગ તેનું અડધું કામ પુરૂં થઇ જાય છે. બાળકની પ્રકૃતિ પ્રમાણે જો કેળવણી આપવામાં આવે તો ખરેખર ઘણોજ ફાયદો છે. બાળક કઇ બાબતમાં ઉમંગ લહે છે અને તે બાબત પ્રમાણે જો કેળવણી અપાય તો ખરેખર ઘણો ફાયદો થાય છે. હાલના વખતમાં ઘણા શિક્ષકો બાળકની પ્રકૃતિ જાણ્યા વગર કેળવણી આપવાનું શરૂ કરે છે પણ મોટે ભાગે તેઓ નિષ્ફળ થાય છે. આવા ઘણા દાખલા મળી આવે છે.

**કેટલીક ચીજોની લેવાતી મદદ.**

ન્હાના બાળકોને કેળવણી આપવામાં ઘણું ખરૂં નિચલી ચીજોની મદદ લેવામાં આવે છે. ૧ સંગીત ૨ રમકડાંઓ—બાગ-કેળવણી આપવામાં બગીચો અને હરવું ફરવું.

દરેક શિક્ષકે જોવું જોઇએ કે બાળક શામાં ઉમંગ લહે છે અને તે થકી કેળવણી આપવી જોઇએ.

**સંગીત.**

સંગીત એ એક એવી ચીજ છે કે જેથી બાળકોનું મગજ ખીલે છે. અને તેના થકી બાળકો પોતાની કેળવણી ઉમંગથી લઇ શકે છે. પશ્ચિમની બધી સ્કુલોમાં સંગીત પહેલેથી શરૂ થાય છે અને આપણા દેશોમાં પણ ઘણી ખરી મોટી સ્કુલોમાં સંગીતથીજ શિક્ષણો અપાય છે.

આપણા દેશમાં સંગીત સાથે કસરત મોટા ભાગે થતી નથી. અને તેથી કસરત કરતી વખતે બાળકોને આળસ આવે છે. અને " હલ " થઇ જાય છે. આ સવાલ ધ્યાનમાં લઇ મુંબઇની એક મોટી સ્કુલના શિક્ષકે એક ચોપડી બહાર પાડી છે. જેમાં દેશી સંગીત સાથે કસરત કેમ કરવી તે બતાવ્યું છે અને કસરત સાથે વળી દેશી સંગીતનું બાળકોને જ્ઞાન થાય છે અને તેઓના કંઠ પણ સુધરે છે. આ રૂઢી ન્યુ હાઇસ્કુલ તથા એલ્ફિન્સ્ટન હાઇસ્કુલમાં દાખલ થઇ છે અને ઘણા ગૃહસ્થોના વખાણને પાત્ર થઇ છે.

**રમકડાં.**

રમકડાંની મદદ તો સાધારણ છે પણ તેથી જે ફાયદો થવો જોઇએ તે થતો નથી તેનું કારણ એ કે શિક્ષકો તેનો બરોબર ઉપયોગ કરતા નથી અને માત્ર શોભાને માટેજ કબાટોમાં મુકી રાખે છે. ફ્રોબેલની ઘણી બક્ષીસો આવે છે. અને જો તેનો બરાબર ઉપયોગ કરવામાં આવે તો ફાયદો થયા વિના રહેશે નહિ.

આ રૂઢી સામાન્ય જ્ઞાનને ઘણીજ ફાયદાકારક છે. બાળકોને વર્ગમાં બેસાડી આખો વખત લખાવ્યા અથવા વંચાવ્યા

**બાગ બગીચા અને હરવું ફરવું.**

કરતાં તેઓને થોડોક વખત જો કોઇ બાગ બગીચામાં લઈ જવામાં આવે તો ત્યાંની ખુલ્લી હવાથી તેઓની તબીયત સારી રહે તે ઉપરાંત ત્યાંનાં ઝાડપાન, પશુપંખી ઇત્યાદીથી તેઓનું તે બાબત જ્ઞાન સારૂં થાય છે. વર્ગમાં પશુ અથવા ઝાડપાનનું ચિત્ર બાળકો આગળ મકી તેઓને તે વિષે જ્ઞાન આપવા કરતાં તેઓને તે ખરી ચીજ આગળ લઇ જવામાં આવે તો બાળકો ઉમંગ સાથે જલદી શિખે.

કેટલીક વેળાએ બાળકોને બહાર ફેરવવા લઇ જવાનું મુશ્કેલ થઈ પડે છે ત્યારે જો " લેન્ટર્ન સ્લાઇડસ ". એટલે સાંજના બતીની ફીલમથી અથવા તો ચિત્રોથી જો જ્ઞાન આપવામાં આવે તો પણ ઘણોજ ફાયદો થાય છે.

**ગુજરાતી બાળકો અને તેઓને શરૂઆતમાં શિખવાની પડતી મુશ્કેલીઓ.**

આપણા ગુજરાતમા ન્હાનાં બાળકોને શરૂઆતની કેળવણીમાં ઘણીજ મુશ્કેલી પડે છે. તેનું કારણ એ છે કે સ્કુલના માસ્તરો તેમજ તેમનાં માબાપો શરૂઆતમાં શિક્ષણની બીલકુલ કાળજી કરતા નથી. સ્કુલમાં તેઓને પાંચ સાત વર્ષે મૂકે છે. અને ત્યાં તેઓને એકડો અને ક, ખ, ગ, ઘુંટાવે છે. આથી પરિણામ એ આવે છે કે ચાલાક બાળકો ઘુંટવાથી કંટાળી જાય છે અને તેઓનું મગજ શુન્ય થઇ જાય છે, અને આગળ વધતાં તેઓ કાંઇ સારૂં કરી શકતા નથી ? ત્યારે તેનો ઉપાય શું ? ઉપાય ઘણા છે અને તે ઉપાય શોધી કાઢનાર ઘણાજ અનુભવી શિક્ષકો છે પરંતુ તેઓ બાપડાને કોઇ ઉત્તેજન આપતું ન હોવાથી તેઓ બાપડા પોતાની રૂઢી પોતાનાજ વર્ગમાં ચલાવી દુનિઆને તેથી ફાયદો કરવા અશક્ત છે.

**નવી રૂઢી.**

મ્હારા અને બીજા કેટલાક જુના અને અનુભવી શિક્ષકોના વિચાર મુજબ નિચલી રૂઢી, ન્હાના, શરૂઆતનું શિક્ષણ લેતાં બાળકોને માટે ઘણી શ્રેષ્ટ છે અને તે રૂઢી મુંબઇની ન્યુ હાઇસ્કુલમાં દાખલ પણ થઇ છે. માત્ર સરકારી સ્કુલોમાં કેટલાક દ્વેષભાવી શિક્ષકોથી આ રૂઢી દાખલ થતાં અટકી છે.

આ રૂઢીનો મુખ્ય હેતુ એ છે કે બાળકોને ઘુંટાવ્યા કરતાં તેઓને હસતાં રમતાં વાંચવાનું પહેલેથી શરૂ કરવાનું છે. વાંચતાં આવડયા પછી તેઓ

ઘણીજ સહેલાઈથી લખી શકે છે અને તે લખવાનું શિખતી વખતે તેઓને ભૂમીતીનું પણ જ્ઞાન થાય છે.

શરૂઆતમાં બાળકોને પુના ચિત્રશાળાની મૂળાક્ષરોની ચોપડી આપવી. તેમાંથી દરેક મૂળાક્ષરો વિષે રમુજી વાર્તા કહી છોકરાના મન ઉપર દરેક મુળાક્ષરો ઠસાવવા. ન્હાનાં બાળકોને વાર્તા સાંભળવાનો ઘણોજ શોખ હોય છે અને વાર્તાથકી કકા શિખવવા ઘણા સ્હેલા થઇ પડે છે.

કકા ઓળખ્યા પછી મી. જોશીનાં ડીકટેશન ગાઇડ કાર્ડસ આવે છે તેમાં દરેક કાર્ડ જુદી જુદી બારાક્ષરીઓને લગતું હોય છે. આ કાર્ડથી બાળકોને બાળાક્ષરી ગોખ્યા વિના સારી રીતે આવડે છે. અને વાંચતાં લગભગ એક મહીનામાં શીખી જાય છે.

વાંચતાં આવડયા પછી એક ગુજરાતી ડીકટેશન પેટી આવે છે તેમાં કકા અને સ્વરના ટુકડા આપ્યા છે. આ ટુકડા વતી બાળકો ન્હાના ન્હાના શબ્દો સહેલાઇથી ગોઠવી શકે છે.

વાંચતાં અને શબ્દો ગોઠવવાનું છુટથી આવડયા પછી કડી અને સળીઓનો ઉપયોગ કરવામાં આવે છે. કડી અને સળીઓવડે દરેક મૂળાક્ષર ગોઠવાય છે અને તેથી ન્હાના બાળકોને મૂળાક્ષરોના જુદા જુદા ભાગો યાદ રહે છે. અને ત્યાર પછી તેઓને સ્લેટ અને પેન્સીલ આપવામાં આવે છે અને તેઓના આગલા જુદા જુદા મૂળાક્ષરોના ભાગોના જ્ઞાનથી તેઓ મૂળાક્ષરો સ્હેલાઈથી લખી શકે છે. આવી રીતે લખતાં બાળકોને એક મહીનો લાગે છે.

**આંક.**

હવે છેલ્લું બાળકોને માટે શિખવાને આંક રહ્યા તેને માટે એક "અંકગણીત" પેટી નીકળી છે તેની અંદર એકડાના ટુકડા અને મણકાની જુડીઓ સમાવેલી છે. તે વતી ન્હાના બાળકો સરવાળા, બાદબાકી વિગેરે જલદીથી શિખી જાય છે.

આ ઉપરાંત હજું કેટલીક રીતો છે તે ઘણીજ બારીક અને લંબાણ હોવાથી અત્રે આપવાને મુલતવી રાખવામાં આવ્યું છે.

ઉપલી રીતો જો દરેક સ્કુલોમાં દાખલ કરવામાં આવે તો હું ખાત્રીથી કહીશ કે તેથી બાળકોને ઘણો ફાયદો થવા ઉપરાંત ઉમંગી અને આનંદી બનશે.

## શ્રી હરી.

## "ભાગ્યહીના."

(મંદાક્રાન્તા.)

આ સંસારે દુઃખભરી દશા ભોગવે ભાગ્યહીના,
આ સંસારે કદર થતી ના જે રહ્યા ભાગ્યહીના;
બુદ્ધિ તેની બધિર ગણતા જે થયા ભાગ્યહીના,
શક્તિ તેની નબળી ગણતા જે રહ્યા ભાગ્યહીના;—
સંસારીનું સગપણ જતું જે થયા ભાગ્યહીના,
જ્યાંથી ત્યાંથી અવગણ તણાં વાદળાં આવવાનાં:
ઈશ્વર કેરી ગહન ગતિમાં આ મતી ગૂંચવાએ,
શા દીસાએ જગતણી દશા ચાલતી ના જણાએ.—
કોઇ સ્થાને ધન મળ અને ધાન્યની છુટ થાએ,
કોઇ સ્થાને અન્ન વગરના માનવી દુઃખી થાએ;
હું પૂછું છું જગત જનને ભાગ્ય શેનું બન્યું છે?
હું વિનવું છું રસીક સઘળા જ્ઞાનિ વિજ્ઞાનીઓને,—
શોધી કાઢો, જગત જનને દાખવો કૈંક એવું,
શા એવાં છે સખત તત્વો, ભાગ્ય તેનું ઘડાયું;
વર્ષો જોયાં, અનુભવ કર્યો, સખ્ત પાષાણનો એ,
તોએ ના'વે કદી નહિ અરે, ભાગ્યના તોલમાં એ.
પ્રારબ્ધોના સખત બળમાં ખંત પાણી ભરે છે;
ને યત્નોનાં સકલ પગલાં ભાગ્ય દીઠાં કરે છે;
જોવું, રહેવું, દીલગીર થવું, ના થવું વ્યગ્ર દીસે
લેવું, દેવું, નવ કંઈ ખરે, "ભાગ્ય-ભૂંડી મુનિ" ને.

# જ્ઞાતિ-સંસ્થાને દેશોપયોગી કેમ બનાવી શકાય?

લેખક—"પ્રવાસી" તે રામશંકર સુંદરજી દવે.

"The family bonds have grown looser than they were of old. Even in the home, has spread general tendenc to exaggerate individual freedom and the revolt against authority."

જગતના એક મહાન અવલોકનકારના આ વાક્યો ઉપલા વિષય સાથે સબંધ ધરાવે છે.

જ્યારે કુટુંબો, ન્યાતના સ્થાનો મહાભારતના કુરૂક્ષેત્રને શરમાવે તેવાં કુરૂક્ષેત્રો બન્યાં છે, કુટુંબીજનો અને ન્યાતના અગ્રેસરોએ મહાયુદ્ધના રણ-વીરોનું સ્થાન લીધું છે; ઇર્ષ્યા અરસપરસ પ્રેમનો અભાવ, અને ધનલોભથી સ્થળ સ્થળ કલેશો વર્તાઇ રહ્યા છે ત્યારે હાલની જ્ઞાતિઓ, તડાં અને સંસ્થાઓના કિલ્લાઓને અમુક હદમાં મજબુત કર્યાથી, યા સીમા વગરની એક સંસ્થા કરવાથી, વધારે સારૂં અને અમલમાં મૂકી શકાય તેનું પરી-ણામ એ રસ્તામાંથી કયે રસ્તે આવશે એ કલ્પી શકાતું નથી.

એક વ્યક્તિનો સડો તે એક કુટુંબનો સડો છે-એક કુટુંબનો સડો તે જ્ઞાતિનો સડો છે. તેમજ ભિન્ન ભિન્ન જ્ઞાતિઓના સડા સમસ્ત દેશનો સડો છે. દરેક કુટુંબની દરેક વ્યક્તિ, દરેક જ્ઞાતિનું દરેક કુટુંબ, અને સમસ્ત દેશની દરેક જ્ઞાતિ, આચાર-વિચારમાં સમંત થાય-ખરા સ્વરૂપમાં સુધારો કરવા પ્રયત્નશીલ થવાનો વિચાર કરે; ત્યારે કંઇક પરીણામ કહેવાય પરંતુ આ સ્થિતિ તપાસવા જેવી છે. એક કુટુંબમાં જુના મતના પિતા કેળવાયલા પુત્રના વિચારોની વિરૂદ્ધ પડે છે-જ્યારે કેળવાયલા પુત્રથી (જો સંસ્કારી હોય તો) પિતાની આજ્ઞાની આડે અવાતું નથી; એક નિરક્ષર અજ્ઞાન પત્ની એક સુધારક પતિના વિચારને અમલમાં મૂકવા દેતી નથી- ત્યારે સુધારક પતિ કલેશના ત્રાસથી જેમનો તેમ પડી રહે છે. એક ગરમ પ્રકૃતિનો વડીલ બંધુ શાંત પ્રકૃતિના લઘુ બંધુની દરખાસ્તને ટેકો આપી શકતો નથી ત્યારે આવી સ્થિતિમાં જે ખાસ જરૂરીઆતની અને ઇચ્છા

જોગ બાબત છે તે એ કે, કુટુંબની વ્યવસ્થા, બંધન અને કલેશ રહીત થાય, એક વિદ્વાન્ પુત્રના વિચારોનું પિતાના હૃદયમાં વજન પડે. કુટુંબના નેતાનું યોગ્ય દરેક વ્યક્તિનાં મનમાં માન જળવાઇ રહે અને નાનડીઆંની પ્રજા પ્રત્યેની, અને પૂજ્યોની નાનડીઓમાં પ્રત્યેની પૂજ્ય-ભાવના અને પવિત્ર ફરજો સમજાય તેજ.

આવી જાતનું સુવ્યવસ્થિત કુટુંબ જ્ઞાતિની ઉન્નતિનો એક સ્તંભરૂપ બને અને પરીણામે તેવાં કુટુંબોનો વધારો થતાં આપોઆપ જ્ઞાતિ આદર્શરૂપ બને.

" A certain number of lives, that eat and drink together and that sleep together under the same roof by no means make a family."

આવી જાતનો કુટુંબનો અર્થ થતાં પહેલાં કુટુંબો જ્ઞાતિના અગ્રેસરો બને-કુટુંબો જ્ઞાતિના એક વિભાગ તરીકે શોભે એ સમયની રાહ જોવાની જરૂર છે.

ઉપરોક્ત સુધારાઓ ઉપરાંત બીજી કેટલીક સુધારણાનો પણ તપાસવાની છે. જેમ નદીનો પ્રવાહ નીચાણમાં વળવાને બદલે ઉંચાણમાં વળે તો એક વિચિત્રતા ગણાય છે; આદિત્ય પ્રાતઃકાલમાં ઉદય થતો હોય તેનો સમય સાયંકાળ થાય તો જગત્ વિચારમાં પડે; ભવ્ય પર્વતો પોતપોતાનાં સ્થાન છોડી સૃષ્ટિની આસપાસ ચલન કરે તો એ ફેરફાર કેવો ગણાય ? ચંદ્રમાની શીતળતા ઉષ્ણતામાં ફેરવાઇ જાય તો મનુષ્ય શું વિચારે ? તેમ સમજાએલી યા ગાડરીઆ પ્રવાહ જેવી રૂઢીમાં ફેરફારો થાય છતાં મનુષ્યોનાં હૃદયો ખળભળે નહીં, તેમજ રૂઢી તે શાસ્ત્રીય છે પરંતુ દેશકાળને અનુસરતો ફેરફાર કરી શકાય તેનો એક નિયમ છે એમ સમજાય તે સમય પણ પ્રગટવા જોગ છે.

"વિદ્યા-રસથી વંચિત રહેલા જ્ઞાતિના અગ્રેસરો પોતાના સંસ્કારોનેજ સારા સંસ્કાર સમજે છે અને જો કોઇ વિષયમાં ઉત્તમ રીતિ સ્થાપવાનો પ્રારંભ જુએ તો-તેને હિતજનક છતાં અધર્મ મૂલક સમજે છે અને કલીકાલનો ઉપદ્રવ સમજે છે. આવી સમજને લીધે ખરો સુધારો કરનાર પરાજયને પામે છે.

છેવટમાં અંદરખાનેથી, હાલના ઉછરતા જુવાનો જ્ઞાતિ બંધનોને શિથિલ કરવાને યા કંઈક એવો અર્થ વગરનો સુધારો અને શંભુમેળો કરવાને જે રીતિ અખત્યાર કરે છે એટલે કે, છાનોછાનો પરજ્ઞાતિ સાથે ભોજન વ્યવહાર કરવો વિ. તે રીતિ પરીણામ વગરની છે. **પરંતુ હિંદની એકજ જ્ઞાતિને બદલે કંઈ પણ અધિકાર યા શાસ્ત્રના પ્રમાણ વગર થએલા, બ્રાહ્મણ-વાણીઆ-ભાટીઆ વિ. ન્યાતોના જુદા જુદા ટુકડા એકત્ર એકત્ર થાય તો લાંબા વખતનો કલેશ કોટનો પાયો ખળભળવા મંડે**—કન્યાની અછતથી અનાચારમાં ઉતરી જઈ—નીતિને ખંડના વાંઢાઓની સંખ્યા ઘટે **અને પરિણામે નીતિ વધે.** સુધારાના સમયમાં જેમ તેમ ભોજનની ક્રિયા ચલાવી લેવા કરતાં ભોજનની છુટ વધે-ભ્રાતૃભાવ વધે, પરજ્ઞાતિના બ્રાહ્મણને જોઈ થતી સુગ કમતી થાય, અને પરિણામે એકત્ર થએલું લશ્કર જેમ શત્રુને નસાડે તેમ અવનતિરૂપી શત્રુને નસાડે એ બનવા જોગ છે. **અસ્તુ.**

---

## માલિકને સંદેશો.



બસે જા તું, બસે જા તું, બની સુખીયો બસે જા તું;
જઈ ત્યાં માહરે કાજે ખરા બે બોલ કહેજે તું.

બળેલાને જળેલાનું કંઈ સુણજે સમય આ તું;
ન સુણેતો ગણીશ હું હા ! પડયાપરની પછી પાટુ.

દીઠું દુઃખ ઇશ્ક બાઝીમાં ગહન દુઃખ જગત રાઝીમાં;
ઇતર પંથો મહિં દુઃખો તણી ખાણો સમાઈ છે.

બની તેરી બલાઇ મેં સહુ સંગે કરી તોયે;
બુરાઇનો ખરો મોરો મળ્યો છે ચાંદ હાલિમાં.

ગહન ગેબી હૃદયવાળાં જનોનો પ્રેમ લેતાં તો;
ભમાયો ને ફસાયો હા અરે ફટકો સખત વાગ્યો.

સુણાવ્યાં સ્નેહ ગીતો મેં પમાશે ઐકય આમાંથી;
પરંતુ ઓર ધુને જે મચેલાં તે સુણે ક્યાંથી ?

પ્રતીતિથી અહિં આવ્યો પરંતુ કંઇ દીઠું જૂદું;
ભાગ્યુને ભીરૂનાવાળા જનો નિષ્ઠુરમાં વસતું.

જરા આનંદ લીધો તો થયું શું ! ક્યાં થઇ તૃપ્તિ;
અને આનંદનાં દેવી બધામાં ક્યાં વસી તૃપ્તિ.

પાયૂષ ધારી કદિ લેતાં હળાહળ ઝેર થાયે છે;
તપાસું પ્રેમ ખાણોતો પડે આંસું તણાં ટીપાં.

હૃદય ઘેલું કદિ મેલું કદિ ભોળું કદિ દુઃખીયું;
કદિ સુખીયુ થયું તોયે જગતનું તંત્ર છે જૂદું.

કદિ હસતો રહું હું જે જગત ત્યારે રહે રડતું;
મદદ નાદો થતા રે'ત્યાં તહિં શરણાઇ.ક્યાં વાગ્યું !

હવે રહેવાયના ભાઇ ! સિતાબ તોફાન સંસારી;
ખરા માલિકને કે'જે ઉઘાડે કૈં નવી બારી.

પ્રભુ ધાર્યું હશે તે સૌ સ્વીકારૂં તે થઇ ખુશી;
અરે કિન્તુ અરજ છેલ્લી મુદિત મન રાખજે આ કૈં

કસોટીના પડેલા ઘા મૂંગે મોઢે સહન કીધા;
હવે તો ઓ ભલા ભગવાન ! ન રહેવાયે ન રોવાયે.

"કસોટીના.ઘા સ્હેનાર."



## સુશીલાનો તેની સખી પ્રતિ પત્ર.*

(લેખકઃ-અરૂણ.)

પાટનગર, તા. ૧૭ મી જાન્યુઆરી.

વ્હાલી સખી,

અત્રકુશળ. તત્રાસ્તુ. વિ. વિ. સાથે લખવાનું કે મારાં લગ્નની વાતચીત ચાલતી હતી એ મેં તને અગાઉ પત્રથી જણાવેલ છે. એ લગ્ન નક્કી થયાં છે. એજ સમાચાર આનંદના કહે કે ક્લેશના કહે, સુખના કહે કે દુઃખના કહે, હર્ષના કહે કે શોકના કહે, જે કહે તે કહે; પરંતુ હું મારું હૃદય તારી પાસે ઉઘાડું મૂકુંછું. કોની સાથે લગ્ન થાય છે તે હું જાણતી નથી. ફક્ત તે ધનવાન અને અમારી જ્ઞાતિમાં ગણાતા અગ્રગણ્ય પુરૂષનો એક-પૂરો લાડકવાયો પુત્ર છે, આમ મારા પિતાશ્રીના કહેવાથી જાણ્યુંછું. તેની ઉમ્મર આશરે અઢારેક વર્ષની હશે.

હું નથી જાણતી તેનો સ્વભાવ કે મને નથી ખબર તેના ગુણ દોષની; મેં તેનું મ્હોં સુદ્ધાંત જોયું નથી. જે પુરૂષની સાથે મારે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાવાનું છે, જેની સાથે મારે આખું જીવન ગાળવાનું છે, અને જે મારા જીવનનું સર્વસ્વ છે; તે પુરૂષના ગુણ દોષ-આંતરિક વર્ણણુક-જોવાનું તો ઠીક, પરંતુ તેનું મુખ જોવાને પણ લેશ માત્ર હક નહિ? બ્હેન! આતે કેવું કહેવાય? માતાજી પાસે મેં મર્મમાં માગણી કરી તો મને સુધારાવાળી, મૂર્ખ, છીછોરી, અક્કલ વિનાની, બેશરમ કહી હસી કાઢી. આ વખતે જો મને પ્રશ્ન પૂછવા જેટલી સ્થિતિમાં રહેવા દીધી હોત, મને
॥૨॥ એટલોએ હક રહેવા દીધો હોત, તો હું તેમને એટલોજ પ્રશ્ન કરત કે કપડું અને દાગીના કે જે અમુક મુદત સુધીજ ચાલવાના છે તે ખરીદ કરતી વખતે મારી સલાહ લેવાય છે કે ફલાણું કપડું અને દાગીના તને પસંદ છે? અને જે પુરૂષની સાથે મારે આખું જીવન ગાળવાનું છે તેનો

---

* આ પત્ર "સત્ય" જુન સ. ૧૯૧૫ ના અંકમાં છપાયો છે. પરંતુ આ વિષય કોઇ જ્ઞાતિના માસિકમાં ચર્ચવા યોગ્ય હોવાથી આ સ્થળે ફરીથી પ્રસિદ્ધ કરૂંછું. લેખક.

સ્વીકાર કરતી વખતે મારી સલાહ કેમ ન લેવાવી જોઇએ? કપડું કે દાગીનો પસંદ ન પડે તો ફરીથી બદલાવી શકાય છે, પરંતુ લગ્ન શું ફેરવી શકાશે? કપડાં અને દાગીના જેટલી પણ લગ્નની કિંમત નથી!!! શું આપણાં રૂઢીબંધનો છે!

ખરૂં જોતાં તો મારેજ મત લેવાની તેમને ખાસ જરૂર હતી, કારણ કે લગ્ન થયા પછી તો મારે આખું જીવન તે પુરૂષની સાથે ગાળવાનું છે, નહિ કે તેમને. છતાં પણ આપણાં રૂઢીબંધનો તેમ કરવા ના પાડે એ તે કેવું? એવાંજ રૂઢીબંધનોથી હજારો યુવકો અને યુવતીઓને અસહ્ય ખમવું પડ્યું છે, અને પડે છે. છતાં પણ એવા દુષ્ટ રિવાજો હજી દૂર થતા નથી એ જોઇ મને કમ્પારી છુટે છે.

એક બીજાની સંમતિ લીધા સિવાય માબાપો સ્વેચ્છા મુજબ કોઈ ધન લોભથી, તો કોઇ કુળના લોભથી, અને કોઈ કોઇ તો આબરૂદાર કુટુંબના લોભથીજ લાકડેમાંકડું વળગાડી દે છે! બસ, પુત્રીનાં લગ્ન કરી નાખ્યાં એટલે માબાપ તેમની ફરજમાંથી મુક્ત થયાં, આવા પ્રકારનીજ તેઓની માન્યતા છે. પછી પુત્રીને ભલે સુખ કિંવા દુઃખ થાય એની ચિંતા તો ક્વચિત્ કોઇક કેળવણી પામેલાં માબાપોજ કરે છે. અરે! કેળવણી પામેલાં-માંનાં પણ થોડાંજ. બાકીનો એઓ પણ રૂઢીબંધનના ત્રાસ પાસે કશું પુત્રીની ઇચ્છાનુસાર કરી શકતાં નથી. હું એમ કહેવા નથી માગતી કે બધાં માબાપો પુત્રીને દુઃખમાંજ નાખતાં હશે તો. પણ દુઃખના આવેશથી લખી દેવાય છે. આપણામાં કહેવત છે કે 'આપ તેવું જગ, 'જેની આંખમાં કમળો હોય તે પીળું પીળું જ દેખે.'

માબાપની સ્વેચ્છા મુજબ થએલાં લગ્નથી પુત્રીને સુખ હોય તો પછી એ વાત બાજુપર રહી, પરંતુ દુઃખી થતી હોય અને માબાપ પાસે આ-વીને દુઃખનાં ગાણાં ગાવાં શરૂ કરે એટલે માબાપ ફક્ત એટલોજ જવાબ આપે કેઃ—

'એમાં અમે શું કરીએ? તારાં નશીબ. એમાં અમારો શું દોષ?!' અરે! એ શબ્દો બોલતાં તેમને લેશ માત્ર શરમ પણ નહિ આવતી હોય!!! એમનો નહિ તો પછી કોનો દોષ? પુત્રીની સંમતિથી લગ્ન થયાં હોય અને પછી માબાપ એવા પ્રકારનો ઉત્તર આપે તો તે કંઇક અંશે સત્ય છે,

પરંતુ આતો એથી ઉલટું! 'દિકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય,' નિર્દોષને કસાઇખાને લઇ જઈ રેંસી નાંખવાં!! અને પછી મરતી વખત બૂમો પાડે ત્યારે મોઢે ડૂચો દેવો એજ માબાપોની ફરજ!!!

બ્હેન, વિશેષ લખવાથી શું ફાયદો છે? લગ્નના દિવસો હવે નજીક આવી પહોંચ્યા છે. માતા, પિતા, સગાં, સ્નેહી,–આપ્તજનો અનેરા આનંદની લહાણીમાં પડી ગયાં છે. મારૂં હૃદય તો મેં તને ખોલીને બતાવી દીધું, હવે વિશેષ શું લખું? મારાં લગ્ન થાય છે કે સંસારરૂપી સમુદ્રમાં મને બળાત્કારે પાસલાથી બાંધીને ફેંકી દેવામાં આવે છે! તે હું સમજી શકતી નથી. આ લગ્ન પ્રસંગે.

"લોકો કહે હેવાર છે, હુંયે કહું હેવાર છે!
"લોકો કરે આનંદ, મ્હારે આંસુથી બ્હેવાર છે!
"લોકો કરે તે લોકને અસ્તુઃ, મ્હને રૂચતો નથી!
"અન્તઃ સ્થિતિ ઓળખું શું? રે! હર્ષ પણ પડતો નથી!"

આવાં સંમતિ વિનાનાં લગ્નથી હું તદ્દન વિરૂદ્ધ છું, પરંતુ જ્યાં માતા પિતા મારા સંસારચક્રની દોરી પોતાનાજ હાથમાં રાખવા માગે છે; ત્યાં હું ગમે તેટલાં આભમાં વલખાં મારૂં, પરંતુ તે વૃથા છે.

છેવટે હું એટલુંજ લખીશ કે જે પુરૂષની સાથે મારાં લગ્ન થાય છે તે કદાચ યોગ્ય નીકળે તોતો ઠીક; ન કરે નારાયણ અને કદાચ ન નીકળે તો પછી પાણી પીને ઘર પૂછવા જેવું થાય કે બીજું કંઇ?

એટલો વિચાર કરવાનો પણ મને હક કયાં છે? આપણાં રૂઢીબંધનો એની પણ ના પાડે છે! એ તે કેવો અન્યાય!! એક નાની સરખી ઇમારત ચણવાની હોય તો પણ તેને પાકા પાયાની જરૂર છે, તો પછી આ ઇમારત તો જીંદગી પર્યંત ટકાવી રાખવાની છે; શું એને પાકા પાયાની જરૂર નથી? પણ એ પાયો નાંખવાનો હક પુત્રીઓને બક્ષવાની આપણાં રૂઢીબંધનો ના પાડે છે. હશે. ભાવિ. बलीयसी केवलमिश्वरेच्छा।

વી. બાબુને મારી વતી ઘણાજ સ્નેહથી રમાડજે. સમય મળે તો પ્રત્યુત્તર લખજે.

લી. સ્નેહાધીન
સુશીલાના પ્રણિ.

## * બલીયસી કેવળમિશ્વરેચ્છા.

પટણામાં પોતાની માની જણી બેનનું સાસરૂં હતું. સંસારના રીતિ રીવાજ મૂજબ ચારેક વર્ષ થયાં બેન પોતાને સાસરે જ હતી. પિયરમાં મા, બાપ, ભાઇ, બહેનો સર્વ હતાં. "દીકરી અને ગાય દોરે ત્યાં જાય" આ કહેવત અનુસાર સાસરે ગયા પછી પિયર મળવા આવી શકાયું નહોતું.

દુનિયામાં જ્યારે શ્રીમંતો સંપૂર્ણ સુખી હોઇ શકતા નથી ત્યારે જોઇએ તે કરતાં સારી રીતે ગરીબ પોતાની જીંદગી આનંદમાં ગુજારી શકે છે. આ પ્રમાણે પીનાકીપ્રસાદ આચાર્યનું કુટુંબ નિશદિન આનંદમાં રહેતું હતું. દીકરી સાસરવાસી થયા પછી પિયરવાળા આંટા ફેરા જતા રહે, ને આંસુ લૂછે એ આપણા દેશની જૂની પ્રથા છે. આપણે સૌ હજી તેને વળગી રહ્યા છીએ, અને આ કારણથી જ દીકરીનું મન પિયર તરફ પ્રીતિયુક્ત રહે છે.

એક દિવસ રાત્રિએ પીનાકીપ્રસાદ આચાર્યના ઘરમાં વાતચીત કરતાં નક્કી થયુ કે, બેન ચાર વરસ થયાં આપણે ઘેર આવી નથી માટે અતુલે તેડવા જવું. "બહુ સારૂં" કહી સૌ પોતપોતાની સૈયામાં સુઇ ગયાં.

સવારના પહોરમાં ઉઠી અતુલ રવાના થયો અને ત્રીજે દિવસે પ્રભાતમાં પક્ષીઓ કીલકીલાટ કરી રહ્યાં છે, અરૂણનો ઉદય થઇ ગયો છે, સૂર્યનારાયણ પોતાની પ્રભા વધારતા જાય છે, ગામની સ્ત્રીઓનો સ્નાનાદિક ક્રિયા કરવા નદી કિનારે જાવરો આવરો શરૂ થઇ ગયો છે,—આવે વખતે ભાઇ જઈ બેનને ભેટયો. ચચ્ચાર વરસ થયાં જે ભાઇબેન મળ્યાં નહોતાં તે મળ્યાં એટલે એક જાતનો એવો હર્ષ થઈ રહ્યો કે દરેક મિનિટ સુધી અરસપરસ એક બીજાનાં મોં સામું જોઈ રહ્યાં. ન કશા સમાચાર પૂછે કે, ભાઇને બેન બેસવાનું કહે. આખરે ભાઇનાથી થોડું ઘણું બોલાયું કે, "બેન સૌ ખુશીમાં છે ને?" આમ પૂછતાંની સાથે જ બેનથી રોવાઈ જવાયું. પરંતુ રોતાં રોતાં પણ બોલી કે "વીર! આવ્યો તે બહુ ઠીક કર્યું. મા શું કરે છે? બાપા શું કરે છે? બેન તો મજામાં છે ને?" બાદ કેટલીક

* બંગાળી ઉપરથી.

જાતની આડીઅવળી વાતો કરી બેન રસોઇના કામમાં પડી, અને ભાઈ વેવાઇની સાથે વાર્તાલાપમાં પડયો.

સમય જતાં રસોઈ તૈયાર થઇ, અને "જમવા ઉઠો" આમ સાદ સંભળાયો, કે તુરતજ સૌ કપડાં ઉતારી મુખ માર્જન કરી જમવા બેઠા. પરંતુ કુદરતનો નિયમ વિચિત્ર છે. માણસ ધારે છે કાંઇ અને ઇશ્વર પાર ઉતારે છે કાંઇ. માણસના રાજીપામાં ઇશ્વર રાજી રહેતો નથી, નહિ તો આવો વિચિત્ર બનાવ કેમ બને?

થાળીમાં હજીતો થોડું ઘણું પીરસાયું હતું અને કંઇક બાકી હતું, તે ચીજો લેવા માટે બેન રસોડામાં ગઈ. પાછળથી એક મોટો મણિધર દોડતો આવ્યો, જોતજોતામાં અતુલના પગે કરડી ચાલ્યો ગયો. મણિધરને જતાં તમામે જોયો પણ કયાંથી આવ્યો તે કોઈ જાણી શકયું નહિ. નહિ તે વાતો થવા લાગી, એકાદ જણ બોલ્યો કે બાદશાહની તરખીનો સર્પ થયો હતો, આતો તેમ થયું. જમવાનું જમવાને ઠેકાણે રહ્યું. ઘરના સૌ સ્તબ્ધ થઇ ગયાં. બેન તથા તેનાં સાસરીયાં પક્ષનાં તમામ દોડયાં, સર્પ ઉતારવાની વિદ્યા જાણવાવાળાને બોલાવ્યાં, પરંતુ તમામ નિરર્થક. પાંચેક મિનિટમાં તાળવું ફાટયું અને પ્રાણ જતો રહ્યો. શીવ ! શીવ ! શીવ !!! કેવો માઠો બનાવ !!!

ઘેરથી નીકળતી વખતે અતુલે શું કલ્પના કરી હશે કે હું મૃત્યુના મુખમાં જાઉં છું. પીનાકીપ્રસાદ આચાર્યના ઘરતાંમાંથી એકાદપણ જાણતું હોય કે આવું અનિષ્ઠ પરિણામ આવશે તો પટણા શા માટે જવા દે? અને પોતે પણ શા માટે જાય? પણ એમ કાં કહો. "ધાર્યુ તો ધરણીધરનું થાતું."

બેન બેનને ઘેર હતી. ઇશ્વિરે નીર્માણ કરેલ રસ્તે અતુલભાઇનો જીવ ચાલ્યો ગયો, ભાઇ બેનનાં માબાપો હિંદુસંસારના નિયમ પ્રમાણે રડતાં કુટતાં બેનને ઘેર આવી ગયાં ને શોક બતાવી ગયાં. થોડે દિવસે પુત્ર વિયોગથી દુ:ખી માતાપિતા પણ મરણ પામ્યાં.

બેન વખતો વખત ઇશ્વરને ઠપકો આપતી ને કહેતી કે, "ભાઈ જેવો ભાઇ ખેંચી લીધો, મારી ગરીબ બાળીને વૈધવ્ય આપ્યું. ને મને જીંદગી સુધીનો મેંણનો ચાંદલો કર્યો. આમ કહી આંસુડાં પાડતી ને હૈયું બાળતી. ભાવી !! *बलीयसी केवलमिश्वरेच्छा.*

ભટ્ટાચાર્ય.

## અવલોકન સૃષ્ટિ.

૧ આડોસીપાડોસીના જીવનનું બંધારણ એજ આપણા જીવનનું બંધારણ એ તો આપણા દિદીવાનો જ કરશે.

૨ તુંબી, કમંડળ, ભગવાં વસ્ત્ર, અને જબર જટા એટલેથી જ સન્યાસી થવાતું નથી. સંસારી કરતાં સન્યાસીની જીંદગી સરલ છે. જંગલનો વાસ, ખોરાકમાં ખરેલાં, પડેલાં, કાચાં પાકાં ફળ અને વેશમાં ફકીર સાદડી એજ કંઈ કસોટી નથી.

૩ સઘળું જમાના પ્રમાણે છે. સ્ત્રીઓને હવે મનમાનના વસ્ત્રાલંકાર સિવાય રીઝવી શકાય તેમ નથી.

૪ જે કુળમાં હલકી અને સ્વચ્છંદી સ્ત્રીઓ છે તે કુળનું ભવિષ્ય બુરૂં છે.

૫ અત્યંત મોજશોખ, કુસંપ. વ્યભિચાર, અને માંસ મદિરાનો બહોળો ઉપયોગ, આટલી વસ્તુ મહારાજ્યને જડમૂળથી નાશ કરે છે. ગેરવ્યવસ્થા, ઇર્ષ્યા, અવિદ્યા અને સ્વાર્થનું પ્રાબલ્ય કુટુંબનો જલદીથી નાશ કરે છે.

૬ એક બીજાની ગેરસમજથી જેટલાં ભયંકર પરિણામો આવે છે તેટલાં બીજા કશાથી ભાગ્યેજ આવતાં હશે.

૭ ઉન્મત્ત વગર ઉન્નતિ નથી.

૮ નાનડીઆને શરમની ફરજ અને મોટેરાંની બેદરકારી એ નાનાનું જીવન બગાડવા જેવું છે.

૯ ગૃહ એ નાનકડું રાજ્ય છે. રાજ્યમાં રાજાનો ત્રાસ તેમ ગૃહમાં સ્ત્રીઓનો ત્રાસ.

૧૦ માણસના ગુણ ગયા પછી યાદ આવે છે.

૧૧ શિક્ષણ વગરનો પણ શેક્સપિયર પેદા થયો હતો.

૧૨ આધુનિક સર્વ ડોળડમાક છે પણ પરિણામે શુન્ય છે.

૧૩ કેળવણીનો ખરો અર્થ ગુણે ખોટરેજ થાય છે.

૧૪ દ્વારકાની છાપ વગર યાત્રા વળે નહિ. ડીગ્રી વિના જ્ઞાન જૂઠું, એ પણ લોકોનો ન્યાય!

૧૫ નાનું છોકરૂં પોતાના મનસ્વી વિચારો પ્રમાણે વર્તે એ તો ફક્ત નાદાન બુદ્ધિથી અને હિતાહિત ન સમજવાનું અજ્ઞાન કહેવાય. પરંતુ કુટુંબનો અગ્રગણ્ય મનુષ્ય, જેના આધારે કુટુંબ નભતું હોય તેની બેદરકારી તથા મનસ્વીપણું એ આખા કુટુંબની પાયમાલીની શરૂઆત છે.

રામશંકર સુંદરજી દવે.

---

## ધન્ય એ ગૃહને સદા.

અનુષ્ટુપ.

આધિ, વ્યાધિ, ઉપાધિની હોય ના કદિએ વ્યથા;
અરિ, એ નામ જાણેના, ધન્ય એ ગૃહને સદા.
સામ્રાજ્ય સંપનું વ્યાપી સદા આનંદ હોય જ્યાં
કલેશનું નામ ના કોઈ ધન્ય એ ગૃહને સદા.
સિદ્ધિને બુદ્ધિનો વાસો, રિદ્ધિની પણ છે કૃપા;
(તોપણ) અહંભાવ નિહાળો ના, ધન્ય એ ગૃહને સદા.
અપંગો અન્ન પામે, ને વિદ્યાદાન અપાય જ્યાં;
નિરાશ્રીતો સદા પોષે, ધન્ય એ ગૃહને સદા.
નીતિનો રાહ ત્યાગેના, સ્વાર્થનો ભોગ આપતાં;
રાગ કે દ્વેષ જાણેના, ધન્ય એ ગૃહને સદા.
મનસાને કર્મણા વાચા, પતિ સર્વસ્વઃ પ્રાણથી?
સન્નારી હોય જ્યાં એવી ધન્ય એ ગૃહને સદા.
પ્રાણાન્તે યે પિતા આજ્ઞા, શિરસા વંદ્ય કરે અહા!
સુપુત્રો હોય જ્યાં આવા, ધન્ય એ ગૃહને સદા.
દારિદ્ર પીડતું હોયે, દહે સંતાપ તે છતાં;
સમાન હર્ષ ને શોક, ધન્ય એ ગૃહને સદા,
પ્રભુના નામની ધુનો, હોય જ્યાં બસ સર્વદા;
વિભુના વ્હાલનાં ઝૂમ્પાં, ધન્ય એ ગૃહને સદા.

જ. ડી. ઉ૦

## ગિરનાર યાત્રા.

( જુનાગઢ અને ગિરનારના જોવા લાયક સ્થળોનું થોડું વર્ણન. )

( પ્રતાપરાય ગિ॰ મહેતા-કપોળબોર્ડીંગ-અમરેલી. )

અવલોકન એ કેળવણીનું મૂખ્ય અંગ છે, અને અવલોકનાર્થે પ્રવાસ બહુ આવશ્યક છે, એ વાત સર્વમાન્ય છે; અને એજ હેતુથી અમરેલી કપોળ બોર્ડીંગના વ્યવસ્થાપકો ઉક્ત સંસ્થાના વિદ્યાર્થીઓને રજાના સમયમાં રમણીય સ્થળોમાં પ્રવાસાર્થે લઇ જવા અભિલાષા ધરાવતા હતા. જગન્નિયંતાના અનુગ્રહથી અને કેટલાક સદ્‌ગૃહસ્થોની અમૂલ્ય સહાયથી આ વખતે ઉનાળાની રજામાં અમોને ગિરનારના રમ્ય અને આનંદજનક પ્રદેશમાં લઇ જવામાં આવ્યા હતા. અહીં આવવાથી અમારે "એક પંથ દો કાજ" થયા, પ્રવાસ સાથે યાત્રા પણ થઇ. આવા પ્રવાસોથી જનહૃદય પર બહુ સારી અસર થાય છે. જે સ્થળોમાં કુદરતે ખોળે હાથે ઉદારતા વાપરી હોય, તેવા સ્થળોમાં પર્યટન કરવાથી કલ્પનાશક્તિ વધે છે, અને પ્રકૃતિનું આવું સૌંદર્ય જોવાથી જોનાર ઇશ્વરની અગાધ લીલામાં વિલીન થઇ જાય છે. ગિરનાર પણ આવા મનોહારક સૌંદર્યનું સ્થાન છે, કે જેના દર્શન માત્રથીજ માણસને ઉચ્ચગામી વિચારો હૃદયમાં ઉછળે છે. વિશેષમાં તો એ એક પ્રખ્યાત યાત્રા સ્થાન છે. યાત્રાની પ્રથા આપણા તેમજ બીજા દેશોમાં જુના કાળથી ચાલી આવે છે. અમારી પણ આ એક યાત્રાજ હતી !

આ પર્વત ઐતિહાસીક અને પ્રાચીન શહેર જુનાગઢ પાસે આવ્યો છે, અને કાઠીઆવાડના પર્વતોમાંથી સર્વ કરતાં ઉંચો છે. અમો ગયા ઉનાળાની રજામાં જુનાગઢ ગયા અને ભાટીઆની ધર્મશાળામાં ઉતર્યાં. યાત્રાળુઓ માટે આ ધર્મશાળામાં ઉંચા પ્રકારની વ્યવસ્થા રાખી છે.

આ શહેર નવાબ સાહેબની રાજધાનીનું હોઇ ત્યાંનો ભપકો સારો છે.

### ઉપરકોટ.

જુનાગઢની પ્રાચીનતાનું દર્શન કરાવનાર આ કીલ્લો પ્રાચીન જુનાગઢ હતું એમ મનાય છે. તેની આસપાસ એક ખાઇ છે કે જે જુના વખ-

# ઘરમાં વાપરવા લાયક ભરોસાદાર દવાઓ.

**ફીવર ડ્રોપ્સ:-** (જવર-બિન્દુ)
મોટી બાટલી ૩ ઔંસ. કિં. રૂ. ૧-૦-૦
નાની બાટલી કિંમત રૂ. ૦-૪-૦

દરેક જાતના તાવ ઉપર અસરકારક રીતે લાગુ પડે છે. બીજી તાવ ઉતારનારી દવાઓની પેઠે હૃદય ઉપર નબળાઇ કર્યા વગર વિષનો નાશ કરી તાવ ધીમો પણ ચોક્કસ ઉતારે છે. તાવમાં આપી શકાય છે. ડોઝ—કાચના વાસણમાં બે ચાર ચમચા ભાર પાણીમાં ૧૦ ટીપાં નાંખીને આપવાં.

**લિવર સોલ્યુશન:-** (પેટની દવાઓ)
બાટલી એકમાં ૨૪ ભાગ.
કિંમત રૂ. ૧-૦-૦

પેટની ફરીઆદોથી માથું દુખે છે, તાવ આવે છે તે વખતે શરૂઆતમાં એક ભાગ એટલે બે ચમચીભાર, ત્રણથી ચાર ચમચાભાર પાણીમાં કાચના વાસણમાં લેવાથી પેટ સાફ આવે છે, ને તાવ જલદીથી ઉતારે છે. કલેજા ઉપર કામ દેવાથી ઝાડો સાફ આવે છે, ને ભુખ ઉઘડે છે. મોઢું સ્વાદ મારતું અટકે છે, ને પાચનશક્તિ પાછી જાગૃત થાય છે. સાંજના સુતી વખતે અને સવારમાં લેવાથી શરીરને વિકારથી સાફ ને નિર્મળ રાખે છે. દરેક અઠવાડીએ અથવા પખવાડીએ એકાદ બે ભાગ લેવાની ખાસ ભલામણ કરવામાં આવેછે.

**ટોનિક સોલ્યુશન:-** (શક્તિની દવા)
મોટી બાટલી ભાગ ૬.
કિં. રૂ. ૨-૦-૦
નાની બાટલી ભાગ ૪૮.
કિં. રૂ. ૧-૦-૦

ખાધા પછી અરધે કલાકે અરધી અથવા એક ચમચી ભરીને પાણી સાથે લેવાથી ખાધેલું હજમ થઇ જાય છે. એ લેવાથી તનની તેજી મનની શક્તિ (લોહીના ઝડપથી) વધવાથી ઉત્સાહવાળી અનેપ્રદીપ્ત થાય છે. મંદવાડ ગયા પછી લેવાથી સારો ફાયદો થાય છે. ને ગયેલી શક્તિ પાછી ટુંક મુદતમાં પાછી આવે છે. લોહી મારફતે 'ગ્લીસરો ફોસ્ફેટ' જવાથી મગજને પુષ્ટિ મળે છે ને પાચકશક્તિ પ્રબળ થાય છે. સાધારણ દવા કે ખાંડના સરબતની બનેલી હોય છે તેનાથી આ નિરાળી છે. મીઠી મીસાળવાળાને લેવામાં કાંઇ અડચણ પડતી નથી.

મળવાનું ઠેકાણું:-ધિ આયોનિક ફાર્મસી.
(પ્રોફેસર ગજ્જરની)
ગીરગામ—મુંબઇ.

# જાપાનીઓએ માણસ જાતને કરેલો ઉપકાર.

માકડ, મચ્છર, અને બીજાં જીવજંતુઓના ડંસથી બચવા વાપરો.




## કા ટો લ.

### કાટોલ સ્ટીક.

મચ્છર અને માંખનો નાશ કરે છે અને તેમને નસાડે છે. ૨૫૦ અગરબત્તીના બોક્સના આના ૧૨.

મળવાનું ઠેકાણું.

**એ. એચ. નાસરની કંપની.**

અને મળશે ગાંધી તથા દવા વેચનારને ત્યાં એકલા મંગાવનારઃ—ફી. ડારા નાગદેવી સ્ટ્રીટ મુંબઈ.

તમાં વિશેષ ઉંડી હશે એમ જણાય છે. આ કીલ્લામાનાં તળાવોમાંથી હાલમાં ગામને પાણી પુરૂં પડાય છે. એક ભાગમાં "અડીકડી"ની વાવ છે. આ વાવનું કોતરથી કામ જુના વખતની કોતરણીનો એક સુંદર નમુનો છે. આગળ જતાં "ખાપરા-કોડીઆ"નું એક ભોંયરૂં છે. " તેની રચના બૌધ્ધ ગુફાઓને બહુ મળતી આવે છે; પરંતુ તેના કાળ વિષે હજી કાંઈ નિર્ણય થયો નથી. આ ગુફાઓ ખાપરા-કોડીઆની નામથી ઓળખાય છે, અને દંતકથા તેમને, પછી થયેલા હીંદુ રાજાઓના ઇતિહાસ સાથે જોડી દે છે.* ત્યાર પછી અમે એક મસીદ જોઈ. આ મસીદ પહેલાના સમયમાં રાણક-દેવી-રાખેંગારનો મહેલ હતો એમ કહેવાય છે, ત્યાંથી અમે "નવઘણ-કુવો" જોવા ગયા. આ કુવો બહુ ઉંડો અને ભયંકર છે તે માટે એક પ્રચલિત દુહો છે કે—

" અડીકડી વાવને નવઘણ કુવો "
" જે ન જુએ તે જીવતો મુઓ; "

આ સિવાય આ કિલ્લામાંના દરેક સ્થળો પ્રાચીન નૃપતિઓની સમૃદ્ધિ બતાવાને પુરતાં છે.

મુકરબો, નરસિંહ મહેતાનો ચોરો વિગેરે.

સ્ટેશનથી આવતા એક મુસલમાની બાંધણીનું સુંદર મકાન આવે છે. તેને "મુકરબો" કહે છે. ત્યાં મર્હુમ નવાબો અને અમીરોની કબરો છે. કેટલેક સ્થળે તો monuments કોતરેલા છે. અને ત્યાં નવાબ સાહેબની ખાસ મસીદ છે. તેની પાસે કોર્ટ અને મુસલમાની આર્ફનેજ છે. આ સર્વ જોઈ અમે જેલ જોવા ગયા; અહીં કેદીઓને હુન્નરકળા બહુ સારી રીતે શીખવે છે. ત્યારબાદ અમે, ગુર્જરગીરાના આદિ કવિ અને વિશ્વ વિખ્યાત ભક્તરાજ નરસિંહ મહેતાનો ચોરો જોવા ગયા. અહીં નરસિંહ મહેતાની એક પ્રતિમા છે તેને અમે શુદ્ધભાવથી નમન કર્યું, અને પરમાત્મા પાસે ખરા જીગરથી પ્રાર્થના કરી કે " હે પ્રભો ! આવા નરરત્નો ભારતવર્ષમાં ઉત્પન્ન કરાવી ભારતની વિશેષ વિખ્યાતિ કરાવો ! " અસ્તુ !

---

* જુઓ ત્રીજી સાહિત્ય પરિષદનો નિબંધ સંગ્રહ—રા. વિજયલાલ ધ્રુવનો લેખ.

આ સિવાય કૉલેજ, લાયબ્રેરી, સ્કુલ, સક્કરબાગ, સરદાર, વિગેરે ઘણા જોવા લાયક સ્થળો છે તે અમે જોયાં પણ સ્થળ સંકોચને લીધે અત્રે કાંઈ પણ લખી શકતો નથી.

બે દીવસ ગામમાં રહી ત્રીજે દીવસે ગિરનાર પર ચડવા અમે નિકળ્યા. રસ્તામાં અશોકનો એક શીલાલેખ આવે છે. તેનું ભાષાંતર પણ કેટલાકે કર્યું છે. ત્યાં રસ્તામાં "દામોદર કુંડ" "ભવનેશ્વરનું તળાવ" "મહાપ્રભુજીની બેઠક" વિગેરે સ્થળો આવે છે. આમાં દામોદર કુંડ બહુ પવિત્ર સ્થળ મનાય છે. ત્યાં મરેલાના હાડકા (ફુલ) પધરાવવા માણસો દુર દેશથી આવે છે. અહીં ભક્ત શ્રી નરસિંહ મહેતા નાવા આવતા એમ તેમની નીચેની કવિતાથી માલુમ પડે છે—

"ગીરિ તળેટીને કુંડ દામોદર. ત્યાં મહેતાજી નાવા જાય."

અહીં દામોદરજીનું મંદીર છે, અને અહીંજ શ્રીકૃષ્ણ પરમાત્માએ મહેતાશ્રીને હાર પહેરાવી મહેતાની લાજ રાખી હતી.

પર્વતની તળેટીમાં જૈનોની ધર્મશાળાઓ છે, પણ બીજા મુસાફરોને ઘણુંજ સહન કરવું પડે છે. કોઇ દયાળુ સદ્‌ગૃહસ્થ આ સ્થળે ધર્મશાળા બંધાવી આપે, તો આખી હીંદુ આલમની ખરી સેવા કરી કહેવાય. આ પર્વતની સાન "ટુંકો" (Picks કહીએ તોપણ ચાલે) છે, આમાં પ્રથમ ટુંક "બહાર-કોટ" ને નામે ઓળખાય છે. બધી બીજી ટુંકો કરતાં આ બહુ લાંબી છે. ત્યાં જતાં રસ્તામાં ભર્તૃહરીની ગુફા આવે છે. વળી એક મોટી શીલા આવે છે તેપર સીંદુરના થાપા દીધા છે. તે માટે એમ કહેવાય છે કે જ્યારે રાહ-ખેંગાર મરી ગયો ત્યારે રાણકદેવીએ ક્રોધથી ગિરનાર પર્વતપર દ્રષ્ટિ કરી કહ્યું—

"ઉંચો ગઢ ગીરનાર, વાદળ શું વાતો કરે."
"પડતા રાહખેંગાર, ખડી ખાંગો ન થયો."

ત્યારે સતીના સતીત્વથી પર્વત પડવા લાગ્યો. રાણકદેવીને ભાન આવ્યું અને આ અયોગ્ય જાણી કહ્યું—

"મા પડ, મા પડ, મારા આધાર! ચોસલા કોણ ચડાવશે?
× × × × × વિગેરે.

આ સાંભળી ગિરનાર પડતો અટક્યો; અને જે વખતે રાણકદેવી અટકાવા લાગી હતી, તે વખતે હાથ શીલાને અડતાં, ત્યાં થાપા પડ્યા છે. આવી લોકોક્તિ છે.

પહેલી ટુંક ઉપરકોટ પર જૈનોનાં મંદીરો છે અને તેમાં નેમનાથ, પારસનાથ, મહાવિર, અને ઋષભદેવ વિગેરેની મૂર્તિઓ છે. એક બારોટ આ સઘળું અમને દેખાડવા આવ્યો હતો. અહીં રાણકદેવી રાખેંગારના બે મહેલો છે, પરંતુ હાલમાં જૈન લોકોએ પોતાની પ્રતિમાઓ પધરાવેલ છે એમ કેટલાક માને છે. રાખેંગારના મહેલમાં પારસનાથની અને રાણકદેવીના મહેલમાં નેમનાથની મૂર્તિઓ છે.

દેવળો જોતા, અને મહેલો વિષે વાદવિવાદ કરતા અમે આગળ ચાલ્યા. બીજી ટુંકને " ગૌમુખી–ગંગા " ની ટુંક કહે છે. ત્યાંથી અમે પત્થરચટ્ટી નામની જગ્યામાં ગયા; ત્યાં થોડો વખત આરામ લઇ અમે ભરતવન અને શેષાવન વિગેરે સ્થળો જોવા ગયા. ત્યાં " હનુમાન ધારા " નામનું એક સ્થળ છે. ત્યાં હનુમાનની પ્રતિમાના મુખમાંથી જળધારા વહે છે. આ સ્થળો જોવા છેક તળેટીમાં જવું પડ્યું હતું. ( જે સ્થળેથી અમે ચડ્યા હતા તે તો નહીં ) સાંજે ૭ વાગે ફરી અમે ઉપર આવ્યા.

ગંધ્યા સમય થયો. અમે ચોતરફ દષ્ટિ કરી તો કેવી ઉત્તમ શોભા દષ્ટિમાં આવી ? દૂર દેખાતાં ગામો અને વૃક્ષો, તળેટીમાંનું જુનાગઢ, લીલા કુંજાર વૃક્ષો અને તે પરના વિહંગોનો મધુર કિલકિલાટ, ઝાડપાનથી અલંકૃત વનો, ભયંકર ખીણો, અને સમીરની મીષ્ટ લહરીઓ વિગેરે કુદરતદેવીની મમતાનું યથાસ્થિત દર્શન કરાવતાં હતાં, અને એક વખત તો એક નાસ્તીકને પણ " આ સર્વનો કર્તા કોઇપણ હશે " વિ૦ વિચારોનું સ્ફુરણ કરાવતાં હતાં. ભલે ગિરનારપર સુંદર મહેલો, ભવ્ય ગૃહો કે કૃત્રિમ ફુવારાઓ નહતા, પણ તેપરનું પ્રકૃતિ સૌંદર્ય નેત્રને આનંદ આપે તેવું અને વિચાર શક્તિનું સ્ફુરણ કરાવે તેવું હતું. મારી માન્યતા પ્રમાણે તો આવાં સ્થળો જોઇ કલ્પના શક્તિને તેજસ્વી બનાવવી, આવા રમ્ય પ્રદેશો જોઈ આત્માની ઉચ્ચ ભાવનાને જાગૃત કરવી, અને હૃદયની શુદ્ધ વૃત્તિઓને કુદરતના રસદ જ્ઞાન વડે કેળવવી એ એક ટ્વનનું મહત્વ છે. કુદરત ! ઓ ઇશ્વરની રસીલી કુદરત દેવી ! તારા માટે કાળીદાસ કે શેક્સપીયર જેવા હજારો મહાન

કવિઓ પણ યથાસ્થિત લખી શક્યા નથી, તો, પછી હું બાળક તો કોણ માત્ર ?

બીજે દીવસે સવારે ત્રીજી ટુંક પર જવાનો રસ્તો લીધો. આ ત્રીજી ટુંકે અંબાદેવીનું દહેરૂં છે. આ માતાની 'માનતા' એ માની ઘણા માણસો અહીં આવે છે. ત્યાં માતાજીની ભવ્ય મૂર્તિ છે. ગોરખનાથની ચોથી ટુંક વટાવી દત્તાત્રયની પાંચમી ટુંકપર અમે આવ્યા. અહીં ચડવામાં છેવટના પચાસ પગથીઆં બહુ વિષમ છે, અને સમરાવાની ખાસ જરૂર છે. ઉપર જગદ્‌ગુરૂ શંકરાચાર્યની અને દત્તાત્રયની મૂર્તિઓ છે. ત્યાં એક બહુ વખતનો જુનો ઘંટ છે.

ત્યાંથી ઉતરી "કમળ કુંડ" નામની એક જગ્યા જોવા ગયા. ત્યાંથી પાછા ફરી, સાંજે "સાતપુડા" નામની એક બીજી જગ્યા જોવા ગયા. અહીં સાત પત્થરાઓના પડમાંથી જળ વહે છે. ગિરનારપરના દરેક સ્થળનું પાણી બહુજ મિષ્ટ છે.

ગિરનારપરનો આવો આનંદ અને મિત્રો સાથેની આવી સુંદર યાત્રા જીવનના કોઇ પણ પ્રસંગમાં નહિં ભૂલાય. આ આનંદના દિવસો જીંદગીના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકાઈ રહેશે. ૭ દિવસ જુનાગઢ-ગિરનારમાં રહી સુખશાંતિથી અમે અમરેલીમાં આવ્યા. નથી અહીં ગિરનારની મઝા, નથી સુંદર ઝરણાઓ, વનો કે કુંજો, નથી તે સૌંદર્યના કે તે ગિરનાર! તેતો સઘળું ગયુંજ! ફક્ત દૂરથી દેખાતા ગિરનારના દર્શન કરી આનંદ માનવાનો!

## વિનંતી.

આવા આનંદ પર્યટનોની ઘણીજ આવશ્યકતા છે, અને બોર્ડીંગ જેવી સંસ્થાઓ માટે તો ખાસ સગવડો થવી જોઇએ. આ સંસ્થાના ઉત્સાહી વ્યવસ્થાપકો હજી આવી મુસાફરીઓ કરાવા ઇચ્છે છે ઉદાર દીલના કપોળ સદ્‌ગૃહસ્થો આ યોજનાને એક ફરજ માની હર્ષ પૂર્વક ઉપાડી લેશે એમ હું આશા રાખું છું.

# શ્રીયુત ડૉક્ટર જીવરાજને

(ન્હા. દ. કવિનાં "પધારો પંખીડાં પરદેશવાસી હો!" એ રાહ)

પધારો બન્ધુ, પ્રાણ સખા, ન આવો કાં?
કરૂં શું સ્વાગતા! અમ સાધનો ટુંકા!

બિછાવું હૃદયની શય્યા ધરો ચરણો,
કરો આસ્વાદ, ધરૂં ચરણે હું સ્નેહકણો.

સફર—સાફલ્ય ઇચ્છીને હતું ગાયું*
કર્યું તે પૂર્ણ, બન્ધુ, સર્વ અમ ચાહ્યું:—

ઉલેચી સાગરો વિદ્યા તણા ત્હાંના,
જીત્યા કીર્તિ, અમુલખ રત્ન વિદ્યાનાં:—

પિપાસા પૂર્ણ જ્ઞાન તણી કરી હાવાં;
પધારો દર્શનાતુર છે સહુ અહિંઆં.

કસો ના બન્ધુ, આતુરતા હવે હદ થઇ.
ખમાએ ના વિયોગ, અમારી ધીરજ ગઇ.

પરાર્થી, ને દયાળુ, જે હૃદય નમ છે,
થઇ વશ તેહને આવો ન તો સમ છે.

કહું શું કૈં વિશેષ ઉલંઘીને સીમા?
હવે બસ તુર્ત આવો ના બનો ધીમા.

કૃષ્ણપ્રસાદ.

* ડૉ. જીવરાજને વિલાયતગમન સમયે લેખકે અર્પેલી કાવ્યાંજલિમાં જે જે આશીર્વાદ ગાયા હતા તે તેમણે અનેકધા પૂર્ણ કરેલ છે.

## પ્રાસંગીક નોંધ તથા ખબરો.

કપોળ સ્ટુડન્ટસ યુનીયનનો ઇનામો વહેંચી આપવાનો મેળાવડો અને મીસીસ સરોજીની નાયડુ.—મુંબઇ યુનીવરસીટીની પરીક્ષામાં પાસ થયેલા કપોળ વિદ્યાર્થીઓને તથા કપોળ સ્ટુડન્ટસ યુનીયન તરફથી થયેલી નીબંધોની તથા ભાષણોની હરીફાઇમાં ફતેહમંદ થનારાઓને ઇનામો વહેંચી આપવાનો એક ભવ્ય મેળાવડો તા. ૨૯ મી ઓગસ્ટ રવીવારને દિને પ્રખ્યાત કવિ મીસીસ સરોજીની નાયડુના પ્રમુખપણા નીચે સર મંગળદાસ હાઉસમાં થયો હતો. આપણી ગ્નાતીના આગેવાનો, અન્ય ગ્નાતીના જાણીતા ગ્રુહસ્થો વિદ્યાર્થીઓ તથા બાનુઓ મોટી સંખ્યામાં હાજર હતાં. શરૂઆતમાં મી. રણછોડદાસ પી. પટેલે પ્રભાકીય ગીત મધુર સ્વરે ગાયા પછી યુનીયનના પ્રમુખ શેઠ ત્રીભોવનદાસ મંગળદાસની ગેરહાજરીમાં મી. નગીનદાસ પી. મહેતાએ યુનીયનના સંબંધમાં થોડીએક હકીકત કહી સંભળાવી હતી. મીસીસ સરોજીની નાયડુ જેવાં જાણીતાં માન પામેલાં બાનુને પ્રમુખ તરીકે મેળવવા યુનીયન ભાગ્યશાળી થયું તે માટે આનંદ પ્રદર્શીત કર્યો હતો. યુનીયન આજ આઠ વર્ષથી જે કાર્ય બજાવી રહ્યું છે તે જોકે પરીપુર્ણ ન હોવા છતાં તેનાથી બને તેટલો હીસ્સો ગ્નાતીના વીદ્યાર્થી વર્ગની ઉન્નતી કરવામાં આપ્યો છે અને હજુ પણ ગ્નાતીભાઇઓની મદદથી અને વિદ્યાર્થીઓના વધુ ઉત્સાહથી યુનીયન વધારે સારૂં કામ બજાવશે એવી ઉમેદ દેખાડી હતી. ત્યારબાદ મી. દ્વારકાદાસ છોટાલાલ વકીલે અને મી. જમનાદાસ પ્રમાણંદદાસ મહેતાએ શેકસપીઅરમાંથી હેમલેટ અને ઘોસ્ટનો ડાયેલોગ બજવી બતાવ્યો હતો ને શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડીંગ સ્કુલના કેટલાક વિદ્યાર્થીઓએ મહેતાજી અને માનપત્રનો હાસ્યજનક સંવાદ સરસ રીતે કરી બતાવ્યો હતો. ત્યારબાદ યુનીઅનના સેક્રેટરી મી. માધવજી કાનજી બુતાએ મીસીસ સરોજીની નાયડુને ઇનામો વેહેંચી આપવાને માટે વિનંતી કરતાં યુનીઅનની સંસ્થા એકજાતીય હોવા છતાં તેણે જે થોડીઘણી સેવાઓ બજાવી છે તે ટુંકમાં જણાવી હતી. અને મીસીસ સરોજીની નાયડુ નોબેલ પ્રાઇઝ મેળવવા ભાગ્યશાળી થાય તેમ ઇચ્છા દર્શાવી હતી. ત્યારબાદ મીસીસ સરોજીની નાયડુએ વિદ્યાર્થીઓને ઇનામો વેહેંચી આપ્યાં હતાં. અને પોતા-

તરફથી જે કોઇ વિદ્યાર્થી વિશ્વ મીનીટમાં કવિતા કરી લાવે તેને ઇનામ આપવાનું જાહેર કર્યું હતું. મી. મંગળદાસ વિઠ્ઠલદાસ દેસાઇ બેરીસ્ટરે વિદ્યાર્થીઓને ઇનામ આપવાના ફંડમાં મદદ આપનારા કપોળ ગૃહસ્થો અને બાનુઓનો ઉપકાર માનવાની દરખાસ્ત રજુ કરી હતી અને જણાવ્યું હતું કે આ ગૃહસ્થો અને બાનુઓએ આ પ્રમાણે વિદ્યાર્થીઓને ઉત્તેજન આપી અમોને મોટા આભાર તળે મુક્યા છે. અને આશા રાખીએ છીએ કે તેમની તરફનો ટેકો અને મદદ હમેશાં અમારા કાર્યોમાં મળતી રહેશે. તે દરખાસ્ત મી. જગજીવનદાસ નારાયણદાસ મહેતાએ ટેકો આપ્યા બાદ તાળીઓના અવાજો વચ્ચે પસાર થઇ હતી. ઇનામો મેળવનારાઓમાંથી મી. હરીલાલ પીરજી ઝવેરીએ ઇનામો વહેંચવા માટે યુનીઅનનો આભાર માન્યો હતો. મીસીસ સરોજીની નાયડુ પ્રમુખ તરીકેનું ભાષણ આપવા ઉભાં થતાં તેઓને તાળીઓના અવાજથી ભારે આવકાર આપવામાં આવ્યો હતો અને તેઓના સુંદર વિદ્વતા ભરેલા અને જ્ઞાનવાળા ભાષણથી શ્રોતાજનોમાં તેઓએ ઉંડી છાપ પાડી હતી. તેઓએ મુંબઇમાં આવ્યા પછી સ્ત્રીઓના લગ્નાધ નિવારણ ફંડની સભામાં, સ્ટુડન્ટસ બ્રધરહુડમાં, સેવાસદનમાં વિગેરે મેળાવડાઓમાં પોતે મેળવેલા અનુભવ અને આનંદ છટાદાર ભાષામાં રજુ કર્યા પછી વેપારમાં જાણીતી થએલી કપોળ જ્ઞાતિના આ મેળાવડામાં હાજર થવાથી તેમને અતિશય આનંદ થયો છે તેમ તેઓએ જણાવ્યું હતું. આ સંસ્થા એકજાતીય હોવા, છતાં તે દેશની સેવામાં પોતાનો ફાળો રજુ કરી શકે કારણ કે વ્યક્તિઓનો સમુહ એક જ્ઞાતિ બનાવે છે અને જ્ઞાતિઓનો સમુહ એજ પ્રજા છે અને દરેક જ્ઞાતિઓ અને વ્યક્તિઓ જેટલા પ્રમાણમાં આગળ વધશે તેટલા પ્રમાણમાં સમગ્ર પ્રજાની પણ ઉન્નતિ થશે. અને તેના દ્રષ્ટાંતમાં ડૉ. જીવરાજનું નામ તેઓએ રજુ કર્યું હતું. તેમ કરતાં તેઓએ જણાવ્યું હતું કે આજ બે વર્ષ પહેલાં ડૉ. જીવરાજની મિત્રાચારી મેળવવા હું ભાગ્યશાળી થઇ હતી. ને ત્યારે ડૉ. જીવરાજ એ કેવી વ્યક્તિ છે તેનો મને ખ્યાલ આવ્યો હતો. તેમને માટે મરહુમ મી. ગોખલેએ જણાવ્યું હતું કે ડૉ. જીવરાજ ભવિષ્યમાં ઘણો આગળ વધશે અને માણસોનો નેતા થશે. તમારી જ્ઞાતિએ અને તમારી જ્ઞાતિની કેળવણીની સંસ્થાએ એક ડૉ. જીવરાજને ઉત્પન્ન કર્યો છે તે દેશની ઓછી સેવા નથી. અને મને સંપુર્ણ ખાત્રી છે કે ડૉ. જીવરાજ ભવિષ્યમાં હિંદુસ્તાનના નેતાઓમાંનો એક થશે. આ જ્ઞાતિ એવા વિશેષ વિદ્યાર્થીઓને

બહાર પાડે એવી ઇચ્છા દર્શાવી હતી. અને હાજર રહેલા વિદ્યાર્થીઓને બોધ આપતાં ઉંઘમાં પડેલી હિંદદેવીને ઉઠાડી માતાના ચરણમાં પોતાથી બનતી સેવા અર્પવા દરેકને અપીલ કરી હતી. મી. ત્રીભોવનદાસ પદમશી મહુવાકરે તેમનો ઉપકાર માનવાની દરખાસ્ત મુકતાં તેઓએ ત્યાં હાજર રહેલાઓ પર જે ઉંડી છાપ બેસાડી હતી અને તેમના છટાદાર ભાષણથી અને જુસ્સાથી પુરૂષોને પણ શરમમાં નાખ્યા હતા અને તેમણે અહીંઆ આવી યુનીયન ઉપર મોટો આભાર કર્યો હતો તે માટે ઘટતા શબ્દોમાં તેમણે વિવેચન કર્યું હતું. આ દરખાસ્તને મી. માધવદાસ વિઠ્ઠલદાસ દેસાઇએ ટેકો આપ્યા બાદ તાળીઓના અવાજો વચ્ચે પસાર થઇ હતી. ત્યારબાદ સર મંગળદાસ હાઉસનો ઉપયોગ આપવા માટે શેઠ ત્રીભોવનદાસ મંગળદાસનો ઉપકાર માનવાની મી. છોટાલાલ કરશનદાસ મુળજીની દરખાસ્ત પસાર થયા બાદ રીફ્રેશમેન્ટ લઈ મેળાવડો વિખરાયો હતો.

**શેઠ વરજીવનદાસ માધવદાસ અને શેઠ નરોત્તમદાસ. માધવદાસનાં ખુલ્લાં મુકાયેલાં બસ્ટો**—આપણી જ્ઞાતિના સ્વર્ગવાસી શેઠીઆઓ શેઠ વરજીવનદાસ અને શેઠ નરોત્તમદાસના નામો કપોળ જ્ઞાતિમાં ઘણા વર્ષોથી જાણીતા થએલા છે. કપોળ જ્ઞાતિ તેમજ હિંદુ કોમ માટે તેઓએ ને તેમના કુટુંબોએ બંધાવેલી સંસ્થાઓથી અત્યાર આગમજ તેઓનાં નામો અમર થઈ ગયાં છે. તે બન્ને ભાઇઓએ સાથે મળી રૂપીયા અઢી લાખની કિંમતથી બંધાવેલું માધવબાગ જેવું મધ્યસ્થળ હિંદુઓને આશીર્વાદ રૂપ થઇ પડયું છે, તેમના ભાઈ મુળજીભાઇની યાદગીરી રાખવા માટે બંધાવેલી ધર્મશાળા હજારો ઉતારૂઓના કામમાં આવે છે. શેઠ વરજીવનદાસના નામથી સ્થાપન થએલી કપોળ બોર્ડીંગ સ્કુલે તેમનું નામ કપોળ કેળવણીના ઇતીહાસમાં મશહુર કર્યું છે. તે સિવાય તેમનું શીવસેનેટેરીયમ અને દવાખાનું સર્વને જાણીતું છે. તેમના પુત્રો શેઠ ત્રીભોવનદાસ તથા શેઠ સર જગમોહનદાસની દુઃખી દર્દીઓ માટેની અને વેપારી કેળવણી માટેની સખાવતો જાણીતી છે. મરહુમ શેઠ નરોત્તમદાસના પુત્ર સર હરકીસનદાસ અને તેમનાં ધર્મપત્ની બાઈ માનકોરબાઇની હિંદુ હોસ્પીતાલ માટેની મોટી સખાવતો અને બીજા પુત્ર શેઠ ભગવાનદાસની વરસોવા અને દેવલાલીના સેનેટોરીઅમોની સખાવત અને તેમનાં ધર્મપત્ની શેઠાણી ઝવેરબાઇની કપોળનિવાસ અને વનિતાવિશ્રામ માટેની સખાવતોથી કોઈ અજાણ્યું નથી. અમોએ ઉપર જણાવ્યા પ્રમાણેની આ સઘળી સખાવતોથી

તેઓનાં નામો અમર થઇ ગયાં છે. તે બન્ને ભાઇઓ પોતાના મરણ સુધી સાથેજ રહ્યા હતા અને તેમનો ભાઇઓનો સંબંધ આદર્શરૂપ હતો. એ બન્ને ભાઇઓનાં બસ્ટો બાજુ બાજુમાંજ શ્રી લક્ષ્મીનારાયણની મુર્તીની સામે ઉભાં થએલાં જોઇ આપણને ખચીત આનંદ થાય છે. અને જ્યારે જ્યારે હજારો હિંદુઓ શ્રી લક્ષ્મીનારાયણના દર્શનાર્થે જશે ત્યારે આ મરહુમ શેઠીઆઓની પ્રતિમાઓ સખાવતો કેવી થવી જોઇએ, પોતાથી ગરીબ ભાઇઓ માટે શું ઉપાયો યોજવા જોઇએ તેના દૃષ્ટાંતો રજુ કરશે. આજકાલ આપણા શહેર મધે માધવબાગ સર્વેને જાણીતું સ્થાન થઈ પડયું છે. અને તેની વિશાળ જગ્યામાં શ્રી લક્ષ્મીનારાયણનું મંદીર આવેલું હોવાથી દરરોજ હજારો હિંદુ ગ્રહસ્થો દેવના દર્શનાર્થે આવી લાભ લે છે. એટલુંજ નહિ પણ આ વિશાળ જગ્યા હિંદુ ભાઇઓ માટે વિશ્રાન્તીનું સ્થાન હોવા સાથે સર અવસરે અતી ઉપયોગી થઇ પડી છે. આ ભવ્ય સ્થાન મુંબઇમાં તો શું પણ દેશ દેશાંતરે પ્રસીદ્ધીને પામ્યું છે. આ સંસ્થાના સુપ્રસિદ્ધ અને માન પામેલા કપોળ સ્થાપકો શેઠ વરજીવનદાસ માધવદાસ તથા તેમના બંધુ શેઠ નરોતમદાસ આજ કેટલાક વર્ષો થયાં દેવલોક પામ્યા છે. તેમનાં સ્વર્ગવાસ થવા પછી તેમની યાદગીરી જાળવવાના હેતુથી તેમના મીત્રો અને વખાણનારાઓ તરફથી સ્મારક ફંડો ભરાયાં હતાં, જે મધેથી માધવબાગના અંદરના કમ્પાઉંડમાં મધ્ય દરવાજાની દરેક બાજુએ શોભીના સોનેરી કળશો સાથના પોરબંદર પથ્થરના શીખરબંધ બે છત્રો બંધાવી તે મધે શેઠ વરજીવનદાસ માધવદાસ તથા શેઠ નરોતમદાસ માધવદાસના સંગેમરમરના બસ્ટો, માધવબાગના હાલના ટ્રસ્ટીઓ શેઠ ત્રીભોવનદાસ વરજીવનદાસ, સર જગમોહનદાસ વરજીવનદાસ અને શેઠાણી ઝવેરબાઇ ભગવાનદાસ નરોતમદાસ તરફથી તા. ૨૬ મી ઓગસ્ટ વાર ગુરૂવારને દીવસે ધરતી ક્રીયા સાથે ખુલ્લાં મુકવામાં આવ્યાં છે. શેઠ વરજીવનદાસનું બસ્ટ જાણીતા શીલ્પ શાસ્ત્રી મી. જી. કે. મહાત્રે એ બનાવ્યું છે. જ્યારે શેઠ નરોતમદાસનું બસ્ટ જાણીતા કારીગર મી. કૃષ્ણાજી પંથના હાથથી બનેલું છે. આ બસ્ટોથી માધવબાગની રોનકમાં ઓર વધારો થયો છે.

**કપોળ સર્વીસ લીગનો** ૧૯૧૪ ની સાલનો રીપોર્ટ અમોને અવલોકનાર્થે મળ્યો છે. આ લીગને સ્થપાયે ત્રણ વર્ષ થવા આવ્યાં છે અને તેમના કાર્યથી કેટલાંક સારાં કામો થયાં છે. તેમના મેમ્બરોની સંખ્યા ૨૧ ઉપરથી વધીને ૨૬ થઇ છે, એ ખુશી થવા જેવું છે. દરેક મેમ્બરને દર

વર્ષે ફક્ત રૂ. ૨૫) આપવાના હોય છે. જ્યાં આપણી જ્ઞાતિમાંથી એટલાજ મેમ્બરો આ સંસ્થામાં છે તે દીલગીરીની વાત છે. લીગે ગઈ સાલમાં મુંબઈ તથા બહારગામના વિદ્યાર્થીઓને લગભગ રૂ. ૧૨૦૦) ની મદદ આપી હતી, એટલું જ નહિ પણ વિધવાઓને તથા નિરાશ્રીતોને પણ છુટી છવાઇ મદદ આપવામાં આવી હતી. લગભગ વીસ વિદ્યાર્થીઓને જુદી જુદી રીતે મદદ આપવામાં આવી હતી અને તેથી આ સંસ્થાએ વિદ્યાર્થીઓને મદદ આપવામાં ઘણું આશીર્વાદ ભરેલું કામ બજાવ્યું હતું. લીગે પોતાની સમક્ષ જે હેતુઓ રાખ્યા છે તે હેતુઓ પૈસાની તાણને લીધે પુરા પાડી શકાણા નથી તે આપણને શરમાવા જેવું છે. નબળી સ્થિતિનાં બાઇ બહેનો માટે દવા વિગેરેની સગવડ કરી આપવામાં, સ્ત્રીવર્ગ તથા કન્યાઓ માટે ભરત શીવણ વગેરેના ક્લાસો ઉઘાડવા તથા ધાર્મિક વલણ વધારવા માટે ઉપાયો યોજવા માટેનો કોઇપણ જાતનો હેતુ ફળીભુત થઇ શક્યો નથી તેનું કારણ ઉપર જણાવ્યા પ્રમાણે મદદનો અભાવ છે. કપોળ સર્વીસ લીગના વ્યવસ્થાપકો શેઠ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ શેઠ તુલસીદાસ કેશવદાસ તથા શેઠ છોટાલાલ કરશનદાસ મુળજીએ આ લીગને સારા પાયા ઉપર લાવવા માટે જે મહેનત કરી છે અને તેના મેમ્બરોએ જ્ઞાતિ હીતના કાર્યમાં જે ફાળો આપ્યો છે તે માટે સઘળાઓનો અમો આભાર માનીયે છીએ. અને ઇચ્છિએ છીએ કે તેઓ આ લીગને વિશેષ ઉપયોગી બનાવવા ભાગ્યશાળી થાય. છેવટે તેના રીપોર્ટનાજ શબ્દોમાં જણાવીએ છીએ કે "આવા સમાજ યા જ્ઞાતિના કાર્યો સમાજ તથા જ્ઞાતિના મેમ્બરોની પુરતી મદદ સિવાય નભી શકે નહિ, કાર્યો અનેક કરવાના છે પણ એ બધાનો આધાર આપણા બાઇઓની પૈસાની મદદને અવલમ્બીને જ રહેલો છે. અમારી પાસે ફંડ પુરતું નહિ હોવાથી કેટલાકોને મદદને માટે ના પાડવાની દીલગીરી ભરી ફરજ પડે છે. દિનપ્રતિદિન કેળવણી લેનારાઓની સંખ્યા વધતી જાય છે. જેને માટે પણ સ્થીતિ નબળી હોવાને લીધે મદદની ઘણી જરૂર છે. આ ઉપરાંત બીજા ઘણા કાર્યો આર્થિક મદદ વગર લગભગ અસંભવિત છે. તો આશા છે કે જ્ઞાતિના હિતચિંતકો અને સખિદીલના બહેનો અને બંધુઓ આ ખાતાનો ઉચ્ચ હેતુ બર લાવવામાં ઘટતો ફાળો આપશે જ."

વાલકેશ્વર ઉપર કપોળ કોન્વેલેસન્ટ હોમ—શેઠ નાગરદાસ નવલખીના જાણીતા કપોળ ખાનદાનના એક નબીરા મરહુમ મી. વ્રજલાલ

લક્ષ્મીદાસ મોદી અને તેમના ધણીઆણી રૂ. ૨૫૦૦૦) ની મિલ્કત મુકી મરણ પામ્યા હતાં તે રકમ હાલ વધીને ૪૦ થી ૫૦ હજારની થવા આવી છે. તેમના એકલા ટ્રસ્ટી આપણા શેઠ ત્રીભોવનદાસ વરજીવનદાસ તરફથી એ રકમનો કપોળ કોન્વેલેસન્ટ હોમને માટે ઉપયોગ કરવા માટે હાઇકોર્ટની પરવાનગી મેળવવામાં આવી છે. શેઠ રણછોડદાસ ત્રીભોવનદાસ, શેઠ કલ્યાણદાસ કેશવદાસના પુત્રો અને શેઠ તુલશીદાસ કેશવદાસે આ રકમનો ઉપયોગ કપોળ કોન્વેલેસન્ટ હોમને માટે કરવામાં આવે તો પોતાનો હક આ રકમ ઉપરથી છોડી દેવા ઉદારતા બતાવી હતી એટલુંજ નહિ પણ શેઠ રણછોડદાસ ત્રીભોવનદાસે રૂ. ૨૫૦૦૦) નો બાણગંગા ઉપર આવેલો પોતાનો બંગલો આ કામ માટે કાઢી આપ્યો છે જે માટે તેમને ખચીત ધન્યવાદ ઘટે છે. આ કોન્વેલેસન્ટ હોમ આપણા ગરીબ કપોળ ભાઇઓને આશીર્વાદરૂપ થઇ પડે એવું આપણે ઇચ્છીએ છીએ અને આશા રાખીયે છીએ કે તેમના માટે દરેક જાતની સગવડ કરવામાં આવશે. આ રકમનો આવો સારો ઉપયોગ કરવા માટે હાઇકોર્ટની પરવાનગી મેળવવા માટે શેઠ ત્રીભોવનદાસ વરજીવનદાસનો અને રૂ. ૨૫૦૦૦) ની રકમ આપવા માટે શેઠ રણછોડદાસ ત્રીભોવનદાસનો આપણે ઉપકાર માનીશું. અને ઇચ્છિશું કે શેઠ રણછોડદાસ આથી પણ વિશેષ આશીર્વાદવાળાં કામો કરવા ભાગ્યશાળી થાય.

**કૃષ્ણ જયન્તિનો કપોળ વોલન્ટીયર્સ ટીમ તરફથી માધવબાગમાં થએલો મેળાવડો**—આ મેળાવડો રાવબહાદુર ચુનીલાલ સેતલવાડ માજીસ્ટ્રેટના પ્રમુખપણા નીચે કરવામાં આવ્યો હતો, જ્યારે લોકોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. કપોળ બાળકોએ સંવાદ કર્યા પછી કેટલાક ગૃહસ્થોએ શ્રીકૃષ્ણ ભગવાન સંબંધી વિવેચનો કર્યા હતા અને તેમાં મોટા મંદિરના શાસ્ત્રીએ ઘણું વિસ્તારપૂર્વક અને વિદ્વતા ભરેલું ભાષણ કર્યું હતું. આરપછી રાવબહાદુર સેતલવાડે આવા ધાર્મિક મેળાવડાઓ કરવા માટે કપોળ વોલીન્ટીયર્સ ટીમને ધન્યવાદ આપ્યો હતો અને સારા ઉદ્દેશોથી કજીઓ કર્યા સિવાય નાતિનું કાર્ય બજાવશે તો તેઓ ઘણું સારૂં કામ કરી બતાવશે એમ આશા દેખાડી હતી. રાવબહાદુર સેતલવાડનો ઉપકાર માન્યાબાદ સભા વિસર્જન થઇ હતી.

**ડેઢાણ ગૌરક્ષક મંડળનો**—એક મેળાવડો કપોળ નિવાસમાં મી. મનમાળીદાસ જીણાભાઇના પ્રમુખપણા નીચે ભરવામાં આવ્યો હતો. જે વખતે

જુદા જુદા ગૃહસ્થોએ ગૌરક્ષાના કાર્યમાં મદદ આપવા, હાજર રહેલા બાઇઓને અપીલ કરી હતી. અને કેટલાક બાઇઓએ સારી રકમ ત્યાં ભરી આપી હતી.

**મુંબઇમાં વસતા કપોળ સંઘવી ભાઇઓના મંડળની એક સભા**—સંવત ૧૯૭૧ ના શ્રાવણ સુદી ૧૨ ને રવીવારે રાત્રીના ૮ વાગે બાઇ જમનાદાસ હરખજીને ઘેર બાઇ માધવજી ભાણજીના પ્રમુખપણા નીચે મળી હતી.

શરૂઆતમાં બાઇ માધવજી ભાણજીએ ઇશ્વર સ્તુતી કર્યા બાદ મંડળના બાઇઓને આદર સત્કાર કરનારૂં કાવ્ય ગાયું હતું. ત્યાર બાદ બાઇ સુંદરજી વલભદાસ એમ. એ. એલએલ. બી. એ આગળની સભાની મીનીટબુક વાંચી સંભળાવી હતી. અને ત્યાર પછી નાથાલાલ લવજીએ સ્વયં સેવકોના મંડળનો રીપોર્ટ વાંચી સંભળાવ્યો હતો. બાઇ પ્રભુદાસ પ્રાણજીવનદાસે મંડળમાં બાઇઓની હાજરી સારા પ્રમાણમાં થઇ હતી તેને માટે સંતોષ જાહેર કર્યો હતો, અને હવે પછીની દરેક મીટીંગમાં બાઇઓ બરાબર વખતસર હાજરી આપે એવી વીનંતી કરી હતી.

ત્યાર બાદ સંપનો વિષય ચર્ચવામાં આવ્યો હતો અને નીચે જણાવેલા બાઇઓએ સંપ વિષે બહુ સારૂં અને અસરકારક વીવેચન કર્યું હતું. જમનાદાસ હરખજી સંઘવી, બાઇ છગનલાલ દેવજી, બાઇ ચંબકલાલ આણંદજી, બાઇ ધારસી કાનજી, વ્રજલાલ મોરારજી, જાદવજી ગાંડાભાઇ અને પ્રીતમલાલ પરમાણંદદાસ અને સુંદરજી વલભદાસ સંઘવીએ સંપ ઉપર દાખલાદલીલો આપી સારાં વિવેચનો કર્યાં હતાં

ત્યાર બાદ પ્રમુખ સાહેબે આ સભામાં બાઇઓની સારી સંખ્યામાં હાજરી જોઇ અને સંપ વિષે બહુ સારા વિવેચનો થયેલા જોઇ પોતાનો હર્ષ જાહેર કર્યો હતો. અને હવે પછી પણ બાઇઓ દરેક સભામાં આ કરતાં પણ વિશેષ હાજરી આપે અને પોતપોતાના યોગ્ય વિચારો જાહેર કરે તેવું અંતઃકરણપૂર્વક ઇચ્છયું હતું.

છેવટે કેસવ નામના એક વિદ્વાને સ્વયંસેવકોને યોગ્ય બોધ આપ્યો

હતો. છેવટે આ પાણીલઇ મેળાવડો શ્રી ગોવરધનનાથકી જય બોલાવી મોડી રાત્રે વિસરજન થયો હતો.

**મુંબઇ નિવાસી કપોળ ચિતળીયા મિત્રમંડળની સભાઓ-** મજકુર મંડળ તરફથી શ્રાવણ સુદ ૫ ને રવીવારને દીવસે મંડળના વાર્ષિક મહોત્સવની ખુશાલીમાં પ્રીતીભોજનનો જે મેળાવડો કરવામાં આવનાર હતો તે મેળાવડો મજકુર મંડળના એક વડીલ પુજ્ય પીતાંબરદાસ માવજી ચીતલીયા સીહોર ખાતે સ્વર્ગવાસ થવાનો તારનો સંદેશો મળવાથી તેઓના માનમાં મુલતવી રાખવામાં આવ્યો છે. તેઓના મરણ માટે ખેદ દરશાવવાને મંડળની એક ખાસ સભા બોલાવવામાં આવનાર છે.

ઉપલા મંડળની એક સભા શ્રાવણ સુદ ૧૨ ને રવીવારે રાત્રીના મુ. ટા. ૯ વાગે મી. કરસનદાસ ભાણજીભાઈના પ્રમુખપણા નીચે તેઓના ભુલેશ્વર પાસે આવેલી ડોશામરડીની વાડીમાં રેહેવાના મકાનમાં મળી હતી. તે વખતે સભાસદોએ સારી હાજરી આપી હતી અને નીચે મુજબ ઠરાવ કરવામાં આવ્યો હતો. મજકુર મંડળના એક સભાસદ રતીલાલના પીતાશ્રી પીતાંમ્બરદાસ માવજી સીહોર ખાતે સ્વર્ગવાસ થવાથી આજની સભા ઘણી દિલગીરી જાહેર કરે છે. વડીલ પુજ્ય પીતાંબરદાસ મજકુર મંડળ પ્રત્યે ઘણી લાગણી ધરાવતા હતા. તેમના સ્વર્ગવાસથી મંડળને મોટી ખોટ ગઇ છે તેને માટે જેટલી દિલગીરી દરશાવીએ તેટલી થોડી છે. દિલગીરીની નોંધ મીનીટબુકમાં લેવામાં આવી હતી, અને ભાઇ રતીલાલ ઉપર મંડળ તરફથી દીલાસા પત્ર સીહોર લખી મોકલવા ઠરાવ કરવામાં આવ્યો હતો. મરહુમ પુજ્ય વડીલ પીતાંબરદાસના આત્માને પ્રભુ શાન્તી આપો એટલું કહી સભા વીખરાઇ ગઇ હતી.

**શેઠ ભગવાનભાઈ ભવાનભાઇ ભાવનગર કપોળ બોર્ડીંગ સ્કુલના સેક્રેટરીઓ નીચેની સખાવતો આભાર સહીત સ્વીકારે છેઃ—**

રૂ. ૨૫૦) શેઠ ઇશ્વરદાસ ગજ્જરદાસની કુંપની તરફથી ભેટ.

રૂ. ૧૦૦) શીહોર નીવાસી કોઠારી વિઠ્ઠલદાસ નારણદાસ તરફથી તે-

મના મરહુમ ભત્રીજા મોહનલાલ દેવીદાસની કાયમ યાદગીરી રાખવા માટે ભેટ.

રૂ. ૫) શીહોર નીવાસી વકીલ નથુભાઇ હરખજી મુની તરફથી તેમની પુત્રી બેન દેવકુંવરના લગ્નની ખુશાલી નિમિત્તે.

રૂ. ૨) સદરહુ ગૃહસ્થ તરફથી ગરીબ વિદ્યાર્થીને કપડાં માટે.

રૂ. ૫) શેઠ વ્રજલાલ ભગવાનદાસ ભવાનભાઇ તરફથી તેમના પુત્ર ભાઈ કાન્તિલાલના જન્મદિવસની ખુશાલીમાં.

રૂ. ૧૦) પાટણ નિવાસી શેઠ ચંદુલાલ પુનમચંદ તરફથી તેમને ત્યાં પુત્ર પ્રસવ થયો તેની ખુશાલીમાં.

એ ઉપરાંત શેઠ નરોત્તમદાસ ભગવાનદાસ ભવાનભાઇ તરફથી રૂ. ૨-૮-૦ ની તથા શેઠ ચંદુલાલ પુનમચંદ તરફથી રૂ. ૨-૦-૦ ની ફી વિદ્યાર્થીઓ માટે મોકલાવવામાં આવી.

## જાહેર ખબર.

---

સ્વ. ગંગાબાઇ નિરાશ્રીત ફંડનો લાભ, મુંબઇમાં વસતા કપોળ નિરાશ્રીતોને તથા ગરીબ કપોળ વિદ્યાર્થીઓને આપવામાં આવે છે. આ ફંડમાંથી લાભ લેવા ઇચ્છનારને, માસિક રૂ ૫ ) અંકે પાંચ મદદરૂપે આપવામાં આવે છે. હાલમાં, નિરાશ્રીતો માટે રૂ ૫ ) ની ચાર જગ્યા તથા કપોળ ગરીબ વિદ્યાર્થીઓ માટે રૂ ૫ ) ની બે જગ્યા ખાલી છે. તો મદદ લેવા ઇચ્છનારાઓએ નીચેને શરનામે એક માસની અંદર અરજી કરવી.

ગંગાબાઈ નિરાશ્રીત ફંડના ટ્રસ્ટીસાહેબો જોગ
ઠે. શેઠ ભગવાનદાસ નરોતમદાસની પેઢી,
કપોળ નિવાસ.
સેન્ડહર્સ્ટ રોડ, ગીરગામ.

# જાહેર ખબર.

આથી ખબર આપવામાં આવે છે કે મુંબાઈમાં વનિતાવિશ્રામ માટે બંધાવેલું ધી. ઝવેરભાઇ ભગવાનદાસ નરોત્તમદાસ બિલ્ડીંગ ખુલ્લું મુકાયું હતું તેનું કાર્ય શરૂ કરવામાં આવ્યું છે. તેમાં વિધવા બાઇઓ માટે આશ્રમ રાખવામાં આવ્યો છે. કપોળ જ્ઞાતિની વિધવાઓ સારૂ ગોઠવણ રાખવામાં આવી છે માટે તેમને વિજ્ઞપ્તિ છે કે જે બહેનો આશ્રમ તેમજ શાળાનો લાભ લેવા માંગતી હોય તેમણે નીચેને શિરનામે લખીને પ્રવેશ પત્રિકા મંગાવી લેવી ને વધારે વિગત સારૂ જાતે મળવું. પંદર વર્ષની અંદરની કન્યાઓ તેમજ પરણેલી સ્ત્રીઓ માટે રૂ. ૮ રાખવામાં આવ્યા છે. તે ઉપરની ઉમ્મરની બહેનોના રૂ. ૧૦ રાખ્યા છે. ટ્રસ્ટીઓ આશા રાખે છે કે બાઇ ઝવેરબાઇની ઉદારતાનો લાભ કપોળ કોમ લેવા ચુકશે નહી.

શિવગૌરી કલ્યાણભાઇ ગજ્જર.
વનિતા વિશ્રામના ટ્રસ્ટી.

## સાંસારીક બનાવો.

મુંબાઈ-મરણ—શંઘવી ત્રીભોવનદાસ મોરારજી ઉમર વર્ષ ૨૫. જુઠા લક્કડનો પુત્ર ભાઇ ગીરધર ઉમર વર્ષ ૨૦. વિઠ્ઠલદાસ ભવાનીદાસ છાયલવાલાના પુત્ર ભાઇ કલ્યાણદાસનાં ધર્મપત્ની ઉમર વર્ષ ૨૦. શેઠ ઇશ્વરદાસ લક્ષ્મીદાસની પુત્રી ઉમર વર્ષ ૧૦. શેઠ ધરમદાસ ભગવાનદાસના પુત્ર ભાઇ રણછોડદાસ ઉમર વર્ષ ૧૫.

વેશવાળ—પારેખ ધરમશી વનમાળીના પુત્ર ભાઇ પ્રાણદાસનું વેશવાળ મોણપુરવાળા શંઘવી સુજીની પુત્રી બેન મોંઘી વેરે.

શીહોરવાળા મુના નંદલાલ મુળજીનું વેશવાળ પારેખ મનોરદાસની પુત્રી વેરે.

**સીમન્ત**—ડેડાણવાળા મહેતા પુરૂશોતમ શંઘજી હડમતીઆવાળાના પુત્ર ભાઇ છગનલાલનાં ધર્મપત્ની બાઇ જડીને

**અમરેલી-મરણ**—ગાંધી ધનજી કમળશી ઉમર વર્ષ ૨૨, ધાંસણીથી.

**જન્મ**—ગાંધી મેનજી નારાયણની પુત્રી બાઇ તાપીને પુત્ર.

**મહુવા-જન્મ**—પારેખ કેશુરદાસ પ્રમાણંદદાસનાં ધર્મપત્નીને પુત્ર, ડાક્ટર જેઠાલાલ વનમાળી વોરાના ધર્મપત્નીને પુત્રી.

**કુંડલા-મરણ**—મહેતા હરગોવિંદદાસ હંસરાજની પુત્રી ઉમર માસ ૧૧. મહેતા કલ્યાણજી પુરૂશોતમ ઉમર વર્ષ ૬૫.

**ભીંડ જન્મ**—મુંબલીવાળા મુના દુલભદાસ આણંદજીના પુત્ર નંદન-જીના ધર્મપત્નીને પુત્ર.

**સીહોર-વેશવાળ**-પારેખ વેણીલાલ રૂગનાથનું વેશવાળ અમરેલીવાળા શેઠ અમરશી ત્રીભોવનની પુત્રી બહેન ભાગીરથી વેરે.

મુની છોટાલાલ લક્ષમીદાસનું વેશવાળ ઉમરાળાના વગીયા મુળજી વીશરામની પુત્રી સાથે.

દોશી ભક્તિ મગનલાલની પુત્રીનું વેશવાળ ઉમરાળાના મહેતા જમ-નાદાસ વનરાવનદાસના પુત્ર સાથે.

**મરણ**—બાઇ ભાણી તે મહેતા જીવરાજ કેશવજીની સ્ત્રી ઉમર વર્ષ ૬૨ પેટના દરદથી.

પારેખ પુરૂશોતમ જીવરાજ ઉલટી તથા ઝાડાથી.

ચીતલીયા પિતાંબરદાસ માવજી ઉમર વર્ષ ૭૮.

***સીમન્ત**—સંઘવી દારકાદાસ મગનલાલની સ્ત્રીને.*

**પાંચતળાવડા—મરણ**—કાળુકીયા જમનાદાસ મગ્નજીવનના પુત્ર નાગરદાસ ઉમર વર્ષ ૨૨.

# ખાસ વનસ્પતિમાંથી બનાવેલી

# દેશી દવાઓ.

**ટોનીક જીવન ગુટિકાઃ**—લોહીને સુધારી શરીરને મજબુત બનાવે છે. અને નાબુદ થયેલી સ્મરણશક્તિને તેના અસલ રૂપમાં લાવે છે. કીં. બા. ૧ નો રૂા. ૧-૮-૦

**દમનો મહાન શત્રુઃ**—ગમે તેવા જુનો અને જડ ઘાલી બેઠેલા દમ ઉપર આ દવા આકસીર છે.

**તાવ નિવારણ ચુરણઃ**—એકાંતરીઓ, ટાઢીઓ વિગેરે ગમે તે જાતના તાવમાં આ દવાનું સેવન કરવાથી ચમત્કારીક ગુણ થાય છે.

આ ઉપરાંત દરેક જાતના ચુરણ તેમજ ખાંસી, દરાજ, ખુજલી વિગેરે દરદો માટેની આકસીર દવા અમારે ત્યાંથી સસ્તી કિંમતે મળશે.

ઉપરાંત દરેક જાતની દવા ઓરડર આપેથી ખાસ જાતી મહેનત અને દેખરેખ નીચે બનાવી આપવામાં આવશે. એક વખત વાપરી ખાત્રી કરો. અનેક સર્ટીફીકેટો મળ્યાં છે.

વૈદ આઇ. જે. મીસ્ત્રી.
નારાયણ બિલ્ડીંગ, ૨ જે માળે.
ગીરગામ બેકરોડ-મુંબાઈ.

# વીન્વીટા

ડેકીનનો

## પુષ્ટીકારક અરક.



જુદાં જુદાં કારણોના સબબે તંદુરસ્તી લથડે ? માટે ખાસ મેળવણીઓથી તઈયાર કરવામાં આવ્યો છે. ખાંસ, ક્ષય અને કંઠમાળ જેવાં દરદો માટે તે બીલકુલ બીનહરીફ છે બગડી ગયલી પાચનશક્તિના સબબે નબળાઇ થઈ હોય ? ઉપર એનો ઉપયોગ જરૂરી છે.

ગલીસરો ફોસ્ફેટ્સ જેવું શક્તિ આપનારૂં ટોનીક એમાં હોવાથ બળ ઘટી જાય, બદહજમી થાય, ભુખ નહી છુટે, કબજીયાત અને સુસ્તી થાય તથા ઉદાસી જીવ રહે ત્યારે એ સેવાયા ઘણો ફાયદો થાય છે, અને બે ચાર દીવસમાંજ સંતોષકારક અને અજાયબ જેવું પરીણામ નીપજે છે.

તાવ, મેલેરીયા વગેરે બીમારમાં આરામ પહોંચે છે. એટલુંજ નહીં પણ ટોનીક અને પુષ્ટીકારક સત્વ હોવાને લીધે પાચનશક્તિ વધે છે. ભુખ છુટે, પાચનક્રીયામાં સુધારો થાય છે અને શરીર પાછું તેની અસલ સ્થીતી પર આવે છે.

ઘણુંજ લેહેજતદાર હોવાથી તે પીવા ગમે એવું છે.

દરેક બાટલીપર ટ્રેડમાર્ક અને નામ હોય છે.

એકલા એજંટો

**જમનાદાસ બ્રધર્સ—દવાવાળા.**

**મારકેટ, છીપીચાલ, મુંબઇ.**




## નાનાં છોકરાંઓ માટે
### શકતીની અકશીર દવા.

# गरेनुं बालामृत.

આ દવાનો સ્વાદ મધુર હોવાથી તે છોકરાંઓ હોંશથી પીએ છે. એથી હેડકી તથા પેટનું મોટું થવું, હાથ પગની કૃશતા, વીગેરે રોગો નાશ થાય છે. બજારમાં હાલ બાલામૃતની ઘણી નકલ નીકળેલી છે. માટે અમારૂં બાલામૃત ખરીદની વખતે તે ડોંગરેનુંજ છે એવી એકદમ ખાતરી કરી ખરીદવું.

શીશી એકની કિં. ૧૨ આના. ટપાલ ખર્ચ ૪ આના.

**કે. ટી. ડોંગરે અને કું., ગીરગામ—મુંબઇ.**

---

# તુવેરનીદાળ.

મુંબઇ તથા દેશાવરના ગુન ગ્રહસ્થોને ખબર આપવામાં આવે છે કે અમારે ત્યાં હિંદુસ્તાનમાં વખણાયલી રાંદેર, સુરત, ઉમરેઠ, ખંભાત, નડીયાદ વગેરેની તુવેરની દાળ મોટા જથામાં રહે છે, તો જે ભાઇઓને જોઇતી હશે તેઓને બજાર ભાવથી જથાબંધ તેમજ છુટક રોકડેથી આપવામાં આવશે. એક વખત ખરીદ કરી ખાત્રી કરો

**શા. કરશનદાસ ભાણજીભાઇ.**

**કમીશન એજન્ટ.**

ઠે. દાણાબંદર, ૩ જી ગલી—મુંબઇ.

---


☞ આ માસિક મુંબઈના 'કપોળ યુવક મંડળ' માટે શાંકરલાલ અમૃતલાલે અમદાવાદ ખાતે પોતાના 'જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસ' નામના છાપખાનામાં છાપ્યું અને મુંબઈમાં ગીરગામમાં આવેલી કપોળ બોર્ડિંગથી શ્રી જગજીવનદાસ નારાયણદાસ મહેતાએ પ્રસિદ્ધ કર્યું.

Reg. No. B 936.

# કપોળ.

પુસ્તક ૬ ઠું.] સપ્ટેમ્બર ૧૯૧૫. [અંક ૯ મો.





“કપોળ” સંબંધી પત્રવ્યવહાર મેનેજર “કપોળ ઓફીસ” ગીરગામ-મુંબાઇને સરનામે કરવો.

Reg. No. B 936.

# કપોળ.




પુસ્તક ૬ ઠું.] સપટેમ્બર ૧૯૧૫. [અંક ૯ મો.



“ કપોળ ” સંબંધી પત્રવ્યવહાર મેનેજર “ કપોળ ઓફીસ ” ગીરગામ-મુંબાઇને સરનામે કરવો.

# કપોળ.

જ્ઞાતિ સમસ્ત જનનાં હિત સાધવાને
ધાર્મિક બોધ કરીને સુખ અર્પવાને;
જ્ઞાતિ તણા ઉદય સંપ સુનીતિ કાજે,
જન્મી "કપોળ" સ્વબળે કૃતકૃત્ય થાજે.

પુસ્તક ૬ ઠું. ] સપ્ટેમ્બર. ૧૯૨૫. [ અંક ૯ મો.

## કન્યાવિક્રય સામે લડત.

### કન્યાવિક્રય નિષેધક મંડળતરફથી થતું સ્તુતપાત્ર કાર્ય.

કઇ દિશામાં વિશેષ પ્રમાણમાં કાર્ય થવાની જરૂર છે?

( કપોળ ઑફિસ )

કન્યાવિક્રય એ આપણા સંસારના સમાજની મોટામાં મોટી બદી છે, એવું આપણે જમાનાઓ અને સદીઓથી જાણતા આવ્યા છીએ અને આ બદીથી હજારો કુમળા વયની બાળાઓનું જીવન ઘણુંજ દુઃખદાયક અને વિપત્તિઓથી ભરેલું થાય છે અને તેનું પરિણામ ઘણું ભયંકર આવે છે તે આપણે જાણીયે છીએ છતાં હજુ પુરતા પ્રમાણમાં એ બદીનો અટકાવ થયો નથી અને ભવિષ્યમાં જલદીથી તે હાનિકારક રિવાજનો નાશ થાય એવા સંજોગો આપણી દ્રષ્ટિએ માલુમ પડતા નથી. અમો ચોક્કસ માનીયે છીએ કે ઘણાં કન્યાવિક્રય કરનારાઓ પણ માને છે—અંતઃકરણ પુર્વક

માને છે કે કન્યાવિક્રય કરવો એ અયોગ્ય છે, પણ સ્થિતિ, સંજોગો અને ગ્નાતિ રિવાજોના ભારના બોજાથી તેઓને કન્યાવિક્રય કરવાની ફરજ પડે છે એમ અમારૂં માનવું છે. આ રિવાજ ધર્મશાસ્ત્રોથી, રૂઢીથી અને પ્રચલિત વ્યવહારથી નિંદાયેલો છે, એ વાત વિવાદ વગરની છે, પણ આખા હિંદુસ્થાનની સાથે આપણા દેશની સ્થિતિ ઘણીજ કંગાલ થતી જાય છે. ગરીબાઇ વધતી જાય છે ને હાલના જમાનામાં બોજાઓને પહોંચી વળવાના સાધનો ઓછાં થતાં જાય છે. તેની સાથે ખરચો, યા હોમ વધતા જાય છે, બે ત્રણ દીકરાઓને મફત પરણાવતાં પણ પાંચ સાત હજારનો ખર્ચ સ્હેજ લાગી જાય છે, છોકરીને પરણાવતાં પાંચસો સાતસોનો ખરચ થઇ જાય છે ને ગ્નાતિ અને દુનિયાની નજરમાં સારા ગણાવા માટે રિવાજ પડી ગયો હોવાને લીધે કેટલાક અયોગ્ય ખર્ચો કરવા પડે છે, માટે કન્યાવિક્રયની બદીનો વિચાર કરવા સાથે આ સઘળા સંજોગો અને સ્થિતિનો વિચાર કરવો ઘટે છે ને કયા સાધનો અને ઉપાયોથી આ બદી વહેલામાં વહેલી દુર થઈ શકે તે સંબંધી વિચાર કરી તે અમલમાં લાવવાની ગ્નાતિના આગેવાનોની ફરજ છે. આ માટે આજે કેટલાએક વખતથી "કન્યાવિક્રય નિષેધક મંડળ" સ્થાપવામાં આવ્યું છે. અને મંડળના સેક્રેટરીઓમાં અમારા ઉમંગી તથા ઉત્સાહી ભાઇબંધ મી. પરભુદાસ લાધાભાઇ મોદી અને આપણા જાણીતા વકીલ મી. ત્રીભોવનદાસ પદમશી મહુવાકરનાં નામો જોવામાં આવે છે. વળી તેમાં આપણા ગ્નાતિના શેઠ સર જગમોહનદાસનો તેમજ લેડી જગમોહનદાસનો, ઑા. શેઠ મનમોહનદાસ રામજીનો તથા અન્ય કપોળ ભાઇઓનો દિલસોજ ટેકો છે એ ખુશી થવા જેવું છે. વળી તેમાં આપણા કપોળ વૉલેન્ટીયર ભાઇઓ ઘણા ઉત્સાહ અને ઉમંગથી મદદ આપે છે તે જોઇ આપણને ખુશાલી થાય છે. આ મંડળે જે જે કાર્ય બજાવ્યું છે તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે અને તેજ પ્રમાણે ઉત્સાહથી કામ ચાલુ રાખવાની આવસ્યકતા છે. પણ આવડી મોટી હિંદુ ગ્નાતિમાં આટલાજ મેમ્બરો દાખલ થાય, વર્ષ દોઢ વર્ષમાં બે ત્રણજ મીટીંગો ભરાય, અને ફક્ત બસો પાંચસો રૂપિયાની આવક ઉપરજ આધાર રાખવો પડે એ ખચિત હિંદુ જેવી મોટી ગ્નાતિને શરમાવનારૂં છે. આ કાર્ય એવું છે કે જેમાં મતભેદ જેવું છેજ નહિ, છતાં આવાં નિર્વિવાદ કાર્યમાં મોટી સંખ્યામાં માણસો કેમ નથી જોડાતાં તેનું કારણ અમો સમજી શકતા. નથી. સંભવિત છે કે કેટલાએક માણસો દેખાવ, ઢંગ અને હોદ્દાથી વિરૂદ્ધ હોય અને જ્યાં સુધી

કાર્ય કરવાનું નિશ્ચિત પ્રોગ્રામ લોકો સમક્ષ રજુ ન થવાને લીધે અને તે પ્રમાણે કાર્ય થતું ન દેખાવાને લીધે લોકો મોટા પ્રમાણમાં આ સંસ્થામાં જોડાતા ન હોય તે સંભવિત છે. પણ આ પ્રમાણે દૂર રહેવા કરતાં આવી હીલચાલોમાં જોડાઇ તેનાં કાર્યને વ્યવસ્થીત સ્થિતિએ મુકવાની અને મોટી મોટી વાતોને કાર્યમાં ફેરવી નાંખવાની આવશ્યકતા છે. મુંબાઇમાં વાણીયા, બ્રાહ્મણ, લુવાણા, ભાટિયા, વિગેરે વિગેરેની જુદી જુદી જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓ હસ્તિ ધરાવે છે, તેમના આગેવાનોને આવી હીલચાલમાં જોડવાને અને કન્યાવિક્રયની બદીના કારણોના સબંધી અને તે કારણો ધીમે ધીમે કયા ઉપાયોથી દૂર થઈ શકે તેમ છે તે સંબધે મસલત કરી વ્યવસ્થિત પ્રોગ્રામ રચવાની પહેલી મોટામાં મોટી આવશ્યકતા છે. લોકમત કેળવવો એ જરૂરીઆતનું છે એ અમોને કબુલ છે અને તે તરફ જે કાર્ય થાય તે બેશક આવકારદાયક છે, પણ અમારા માનવા પ્રમાણે આ સવાલ એવો છે કે જેમાં લોકમત લગભગ એક છે ને તેથી જરૂરનું કાર્ય એટલુંજ છે કે આ દિશામાં જેમ બને તેમ જલદી વાતો ઉપરથી કંઇક કાર્ય તરફ આવીએ. ને તે કાર્ય અમારા માનવા પ્રમાણે જુદી જુદી જ્ઞાતિઓ તરફથી ઉપાડી લેવરાવવામાં આ મંડળનું કાર્ય વિશેષ સરળ થશે. આપણી જ્ઞાતિ તરફ જોતાં આપણને, એમ દેખાવા લાગ્યું છે કે હળવે હળવે જેમ ખરી કેળવણીનો ફેલાવો વધારે અને વધારે પ્રમાણમાં થવા લાગ્યો છે તેમ તેમ કન્યાવિક્રયની બદી ઓછી થવા લાગી છે. જે કુટુંબો જુના જમાનામાં કન્યાવિક્રય કરતાં તે લોકો જરાપણ સ્થિતિ સારી હોય તો કન્યાવિક્રય ઉપરથી પોતાનો હાથ ઉઠાવતા જાય છે. અને જમાનો પોતાનું કાર્ય કરે જશે, પણ આપણી દિલગીરી વચ્ચે આપણી જ્ઞાતે આપણા સંસારમાં પડેલી બદીઓનો વિચાર કરવા અને તે સંબંધમાં કંઇક પગલાં ભરવાનું કાર્ય પોતાનું હોય તેમ ગણુતી નથી અને જ્ઞાતિનું વહાણ જ્યાં આવે ત્યાં ઘસડાવા લાગ્યું છે અને તેની સાથે જ્ઞાતિના બંધનો શિથીલ થતાં જાય છે અને જ્ઞાતિ જ્ઞાતિ તરીકે નિદ્રામાંથી ઉઠી પોતાનું ઘર વ્યવસ્થિત કરવા વિચાર નહિં કરે તો આ પ્રોગ્રેસના જમાનામાં ઘર પડી જશે એટલુંજ નહિ પણ તેના ભિન્ન પડેલા ભાગો વ્યવસ્થિત કરવા મુશ્કેલ થઇ પડશે. કન્યાવિક્રય જેવા સવાલના સંબંધમાં જ્ઞાતિભાઇઓની આર્થિક સ્થિતિ કેમ સુધરે કે જેથી તેઓને કન્યાવિક્રય કરવાની ફરજ પડે નહિ, લગ્નના ખરચો કેવી રીતે નદન ઓછા કરી શકાય કે જેથી ગરીબમાં ગરીબ ભાઈ પોતાની

છોકરીને નજીવે ખરચે પરણાવી શકે. આણાં વિગેરે જરૂર વગરના રીવાજો બંધ કરી છોકરીના માબાપને ખર્ચના બોજામાંથી કેમ મુક્ત કરવો, પોતાના દીકરાને પરણાવવાનો લાવો લેવાના વિચારથી અને તેને પરણાવા જતાં બે ત્રણ હજાર રૂપિયાનો ખર્ચ કરવા, છોકરીના પૈસા લેતા ભાઇઓને છોકરાઓને પરણાવવાનો ખર્ચ ઓછો કરાવી તે લાલચમાંથી તેમને દુર રાખવા અને દરેક ભાઇ અને બેનના રૂવાડે રૂવાડામાં કન્યાવિક્રય એ મહાન પાતક છે એમ ઠસાવવા, કેળવણીનો બહોળો ફેલાવો કરાવવા, આ સઘળા માટે જ્ઞાતિઓ પોતાની વ્યક્તિઓને માટે જ્યાં સુધી કંઇ વિચાર કરશે નહિ અને ઉપાયો યોજશે નહિ ત્યાં સુધી એકલે હાથે આવાં મંડળો જ્ઞાતિઓના ટેકા વગર કાંઇ કાર્યસાધક કામ કરી શકે તે માટે અમોને મોટો સંશય છે. જેટલું પૈસા લેવામાં પાપ છે એટલુંજ પૈસા દેવામાં અને પૈસા દઇ કન્યાવિક્રયને ઉત્તેજન આપવામાં પાપ છે એમ અમારા પૈસાના સાધનવાળા ભાઇઓ જ્યાં સુધી માનશે નહિ, જ્યાં સુધી તેવા યુવાનો નિકળશે નહિ કે જેઓ પૈસા આપીને પરણવા કરતાં કુંવારા રહેવાનું પસંદ કરશે, કન્યા માટે પૈસા લેનારાઓ અને દેનારાઓ સાથે તેમનાં લગ્નો વિગેરે બાબતોમાં ભાગ ન લેવા પગવાળા માણસો અને ઉત્સાહી યુવાનો બહાર પડશે નહિ, ત્યાં સુધી **એકલાં ભાષણોથી** બહુ સારૂં કાર્ય થશે એમ અમારૂં માનવું નથી. જે જે ભાઇઓએ આ કામ ઉપાડી લીધું છે તે ભાઇઓ ખરેખર પ્રશંસાપાત્ર કામ કરે છે પણ આ કામ કેવી રીતે કાર્યસાધક થઇ શકે તે માટે અમોએ અમારા થોડા વિચારો રજુ કર્યા છે; અને અમો માનીયે છીએ કે અમારા કપોળ ભાઇઓ આ બાબતમાં વિચાર કરશે અને પોતાની જ્ઞાતિમાંથી જેમ બને તેમ જલદી આ બદી દૂર કરવાના ઉપાયો યોજશે, અને તેમ કરી આવા મંડળના કાર્યોમાં કાર્યસાધક ભાગ આપશે.

---

# અમારે આંગણે.

( કવાલી ગઝલ )

રા. રા. લલિત.

૧

અહોહો ! આજ તો કોયલ અમારે આંગણે આવી!
અલી! ત્હેંને શીખી ક્યાંથી મધુવનનાં ધૂન તું આવી ?
ટહુકે દમબદમ તું એકદમ ઉલ્લાસથી કેવી !
મને યે શીખવી દેને ભજવનાં સૂર તું એવી:
અલી સુરઘેલડી કોયલ ! તને સહુ તો નમે–એવી :
નથી તુજ કાંતિ તોયે તું હશે અલબેલ દિલદેવી!

૨

મધુર ટહુકારથી રેલે સદા સદ્‌ભાવની ગીતા :
અને ત્યાં એકની એ એક જામે સ્નેહસંગીતા !
નથી ત્યાં નાદ એ ઘેરો વિરસ અતિ જ્ઞાનનો જાણું:
લલિત લલકાર ત્હારે તો હૃદય ગુંજનતણું લ્હાણું !
જીવનઔદાર્ય ક્યાં ત્હારૂં! અને નૈષ્ઠુર્ય ક્યાં જગનું ?
છતાં ઘર આંગણે અમ તું ઘુમે કિલકારતી તું તું !

૩

છૂપાં છાનાં અહો ! કોયલ ! કુંજે ને કાન ચમકાવો :
ટહુકો જી હજી ટહૂકો ! અને મુજ પ્રાણ ઉલ્લાસો !
અમે પણ એમ કૂજીશું. અને બસ એમ ઝૂલીશું :
છૂપાં છાનાં પ્રણયકૃત્યે અહો! કૃતકૃત્ય ફૂલીશું !
રસામૃત નાથ વરસે ને ટહુકે ત્યાંજ તું : કોયલ !
અહા ! મસ્તાન એ તાને કૃતજ્ઞો ઝુકિયે : કોયલ !

# સૌરાષ્ટ્રનો સૂર્યાસ્ત.

લેખક. રા. રા. હરગોવિન્દ કાનજી ભટ્ટ.

સૌરાષ્ટ્રમાં અનેક રાજા, મહારાજા થયા તેમાં દરેકના સ્થાન કરતાં રા' મંડલીકનું સ્થાન કૈંક જૂદુંજ છે. તેમનાં કેટલાંક પરાક્રમોથી ગુણાનુવાદ ગાવાની આપણને વૃત્તિ થાય છે, પણ તેજ વખતે સાથે સાથે તેના પ્રતિ અમુક અંશે ખેદવાળી લાગણી થાય તો આપણે યત્કિંચિત પણ અન્યાય કરતા નથી આમ મારૂં નમ્ર માનવું છે.

રા' મંડલીક શસ્ત્રવિદ્યામાં એકકો, રાજ્યકાર્યમાં બાહોશ, ઉદાર, હિંમતી, શત્રુને મહાત કરવામાં નિપુણ, અને સમયસૂચક હતો. માત્ર જો એ વિષયલંપટ ન હોત તો સૌરાષ્ટ્રના ઇતિહાસમાં એ મહત્વનું સ્થાન ભોગવત. એ નિઃસંશય છે. પણ દિલગીર થવા જેવી વાત છે કે સૌરાષ્ટ્રને તેણે અન્યાય આપ્યો છે, મહાન્ ગેરલાભ કર્યો છે, અને પોતે કલંક વહોર્યું છે. ભારતવર્ષમાં યવન રાજ્ય થયાનું ખરૂં કલંક જો પૃથુરાજને શિર આવતું હોય તો, સૌરાષ્ટ્રમાં યવન રાજ્ય થયાનું ખરૂં કલંક રા' મંડલીકને શિર આવે છે. જે રા' મંડલીક એટલો બહાદુર હતો, શસ્ત્રવિદ્યામાં એક્કો હતો, અને લડાઇમાં ફતેહ મેળવીનેજ ઘેર આવતો, તે શૂરવીર રાજા યવન હુમલા સામે ન ટકતાં બિર્ બની શરણ થયો, તેથી તેણે બતાવેલ બહાદુરી, યુદ્ધપ્રવિણતા, અને તેણે મેળવેલ કીર્તિને આથે પાણી ફરી વળે છે.

રા' મંડલીકને બહાદુરીના લીધેજ વહેલી રાજ્યગાદી મળી હતી. હજી તો તે નાનો હતો, પિતા મહીપાળ હયાત હતા. પણ રાજ્યકાર્યમાં બાહોશ અને હથિઆર વાપરવામાં બહુ કેળવાયેલો જોઇ પુત્રને રાજ્યતિલક કરવા પિતાને વિચાર થયો. લાગતાવળગતા અને આસપાસના રાજા અને ઠાકોરોને ખબર મોકલવાથી બેટના સાંગણ વાઢેલ સિવાય તમામે નજરાણો ધર્યો. પિતાની આજ્ઞાનુસાર મંડલીકે સાંગણ ઉપર હુમલો કરી હરાવ્યો. ને

કેદ પકડી લીધો હતો. પણ ઘણી લૂંટ મેળવીને તેને છોડી દઇ વિજયિ મંડલીક જુનાગઢ આવ્યો. એ અરસામાંજ એક બીજો પ્રસંગ એવો બન્યો કે ગુજરાતના સુલતાને આશા રાખી મિત્રભાવે પત્ર લખ્યો કે " દુદો ગોહીલ અમારો મૂલક લૂંટે છે માટે તેને અટકાવો. પત્ર વાંચી રાજ્યસભામાં સર્વાનુમતે ઠરાવ થયો કે " સુલતાનનો દુસ્મન તે અમારો દુસ્મન. ... પ્રધાન મંડળે આ ઠરાવ કરવામાં ઉચ્ચ બુદ્ધિનું વલણ દેખાડયું હોય એમ જણાતું નથી. જે સુલતાનને મિત્ર ગણ્યો તેજ દુસ્મન થયો. દૂધ પાઇને સાપ ઉછેર્યો તે કરડવા માટેજ. ક્ષત્રી ધર્મ પ્રમાણે સુલતાનના હકકનું રક્ષણ કરવાને મંડલીકે પોતાથી બનતું કર્યું અને યશ મેળવ્યો હતો. ત્યારે સુલતાને સૌરાષ્ટ્રપતિના, અને સૌરાષ્ટ્રની પ્રજાના દરેક હક ઉપર ત્રાપ મારી; વિશ્વાસઘાતનું કાર્ય કરી મિત્રતાનો ભંગ કીધો.

ઠરાવ પ્રમાણે, પિતાની આજ્ઞા મુજબ મંડલીક દુદાને શાસન કરવા લશ્કર લઇ ચડયો. દુદો બખતર પહેરી મંડલીકને અટકાવવા માટે સામો આવ્યો. બંને પક્ષ વચ્ચે મોટું યુદ્ધ થયું અને ઘણાં માણસો ઘાયલ થયાં, ઘણાં મરાયાં. પછી દુદાએ મંડલીક સમીપ આવી કહ્યું કે " તારે મને સાંગણ વાઢેલ જેવો સમજવો નહિ. તું બાળક છે ને મારી ભત્રીજીને તારી સાથે પરણાવી છે. કદાપિ તારાથી પુત્ર થશે. માટે તારે આટલી નાની વયમાં ઉતાવળ કરી મરવા આવવું ઘટિત નથી માટે લડાઇમાંથી પાછો જા. " મંડલીકે ક્ષત્રી ધર્મ પ્રમાણે કહ્યું કે " હું ક્ષત્રી બચ્ચો છું. મરણથી ડરીને પાછો કેમ હઠું ? " ફરી લડાઈ ચાલી. લૂંટ યુધ્ધ થવા માટે બંને વચ્ચે વાતચિત થઇ.

દુદો— " પહેલો ઘા કર "

રા ' મંડલીક— " જો તમે પહેલો ઘા નહિ કરો તો ફરીથી ઘા કરવા પામશો નહિ. "

તે સાંભળી દુદે મંડલીક ઉપર ઘા કર્યો. તે તેણે સાચવી લીધો અને દુદા ઉપર એવો ઘા કર્યો કે તેનું માથું વેગળું જઇને પડયું, જયનાં વાજાં વગડાવતો રાજ્યધાનીમાં આવ્યો; ત્યારે પિતાને ખાત્રી થઇ કે પુત્ર રાજ્યભાર ઉપાડી શકે તેવો બાહોશ, અને સામર્થ્યવાન થયો છે. જેથી પુત્રને

રાજ્યગાદી સોંપી પોતે ઈશ્વરસ્તવનમાં સમય વ્યતિત કરવા લાગ્યો. મંડલીકને સ્વપરાક્રમથીજ પિતાની હયાતીમાં વહેલી રાજ્યગાદી મળી. રાજ્યારૂઢ થયા પછીજ કલંકીત જીંદગી કરી–વિષયલંપટ થઈ–પરધર્મીઓની અનેક પીડા સહન કરી. રાજ્યારૂઢ થયા પછીની કારકિર્દી એટલી બધી પ્રમેશાયુક્ત નથી, તોપણ સાંગણ સાથે ફરી વેળા લડાઇ લડવી પડી તેમાં મંડલીકને જય મળ્યો છે. સાંગણ ઉન્મત્ત થઇ ત્રાસ વર્તાવતો હતો તેને કબજે કરવા માટે મંડલીકે ચડાઇ કરી. સાંગણે ઇરાનના રાજાની મદદથી લડાઇ કરી, પણ સાંગણ હારીને ખડની ગંજીમાં સંતાઇ ગયો. મંડલીકે તેના ઉપર દયા આણીને જીવતો છોડી મૂકયો. મંડલીકે જુનાગઢ આવ્યા પહેલાં સંહાર માટે કુંદેવીની ક્ષમા માગી અને નગરમાં જઇ જયના માટે સર્વને ઇનામ અકરામ આપ્યાં.

છેવટની ત્રણ લડાઇઓ યવનપતિ સુલતાન મહમદ બેગડા સાથે થઇ તેમાં તો મંડલીકને તદ્દન નીચું જોવા જેવું પરિણામ આવ્યું છે. લડતાં કાયર થયો, કિલ્લામાં ભરાયો અને ક્ષત્રી ધર્મ તજીને જુનાગઢનો આ છેલ્લો હિંદુ રાજા યવનપતિને શરણે થયો, ઇ. સ. ૧૪૭૨. સુલતાને તેને વટલાવ્યો અને તેનું નામ ખાનજહાન પાડયું.

રાજ્ય કરવાની પદ્ધતિથી, બુદ્ધિચાતુર્યથી અને દરેક યુદ્ધમાં ફતેહમંદ થવાથી રા' મંડલીકની કીર્તિ દેશવિદેશ પહોંચી હતી એમ જણાય છે. કેમકે પોતાના લાયકની કન્યા શોધી લાવવાને પ્રધાનને હુકમ કરેલો ત્યારે નીચેના સ્થળોએ તપાસ કરાવ્યાનું મંડલીક કાવ્યમાં હોવાનું રા. રા. આચાર્ય જણાવે છે.

| | |
|---|---|
| ૧ સિંહલદ્વીપ | ૮ ગોપાળ |
| ૨ કર્ણાટિક | ૯ મેદપાટ (મેવાડ) |
| ૩ ત્રિલિંગ (તેલંગણ) | ૧૦ લાટ |
| ૪ કલિંગ. | ૧૧ મહારાષ્ટ્ર |
| ૫ કાન્યકુબ્જ (કનોજ) | ૧૨ સમુદ્રો (બેટ) |
| ૬ કામરૂપ (આસામ વિ૦) | ૧૩ બાહુલ્લ |
| ૭ ચૈલ | ૧૪ ગુર્જર. |

જુનામાં જુનો અને હજારો લોકોએ અનુભવ લઇ ખાતરી
કરેલો તેમજ પ્રદર્શનમાં સોના ચાંદીના
ચાંદ ઇનામ મેળવેલો

## ડા. વામન ગોપાળનો આયોડાઇઝ

# સારસાપરિલા

આ જગ જાહેર સાર્સાપરિલા એવી અનેક દવાઓથી તૈયાર કરેલો છે કે, જે ઔષધો કોઇ પણ કારણથી બગડેલા લોહીને સુધારી વધારો કરે છે. જ્યાં લોહી છે ત્યાં મનુષ્યનું જીવન છે, જ્યાં સુધી તે બગડેલુ હશે ત્યાં સુધી અનેક રોગો ઉત્પન્ન થાય છે. આ શિવાય બીજા મુખ્યત્વે કરીને નીચે દર્શાવેલા રોગોપર આ સાર્સાપરિલા ઘણોજ સારો ગુણ ધરાવે છે. ઉપદંશ એટલે ગરમી સરખો બીજો ભયંકર રોગ કોઇ નથી. આ રોગનું ઝેર જો શરીરમાં રહે તો શરીરમાં બગાડો રહે એટલુંજ નહી પણ તેનાથી ઉત્પન્ન થતી પ્રજામાં પણ તેનો અંશ આવે, શીવાય બીજા અનેક રોગો જેવા કે પક્ષઘાત, સંધીવા, સાંધાને હાડકાનો દુખાવો શરીરના તથા હાથ પગના તળીઆપર કાળા ડાઘ પડવા, સ્પર્શજ્ઞાન તથા ચાલવાની શક્તિનું કમી થવું, મોઢામાં અપાળુ તથા જડબાનો દુખાવો ને લાળ પડવી, જીર્ણ તાવ ને ઝાંઝલી આવવાં, વગેરે સઘળાં દરદો નાશ પામે છે, વગેરે દરદો ઉપર આ સાર્સાપરિલા જેવું બીજું એક પણ ઔષધ નથી તે પચાસ વર્ષો થયાં અનુભવથી સિદ્ધ કરેલું છે. એક બાટલીની કી. રૂ. ૨૫ પો. ૫ આના જુદું.

સારા ગુણ માટે ચાર બાટલી વાપરવી એકદમ લેનારને કી. રૂ. ૪ પોસ્ટેજ ૯ આના.

આ શીવાય અનેક દવાઓ અમારા કારખાનામાં તૈયાર છે. કેટલોક મંગાવો.

**વીશેષ સુચના**—કોઇ પણ દવાઓ એકદમ ગુણકારી હરે છે, તો જ્યાં ત્યાં તેની નકલ શરૂ થાય છે, પરંતુ નામ પ્રમાણે સાધન નહી, માટે નકલથી સાવચેત રહેજો.

**માલેક—ગૌતમરાવ કેશવ.**
ઠાકોરદ્વાર મુંબઇ.

છતાં પણ આશ્ચર્યની વાત છે કે તે બધી કન્યાઓમાં કંઇને કંઇ દૂષણ નીકળી આવ્યાં એમ પ્રધાને જાહેર કરેલું. આમ જણાવવામાં પ્રધાનનો કાંઇ હેતુ હોય તો કહી શકાય નહિ. કેમકે રાજ્ય ખટપટોના એવા ઘણા પ્રસંગો બનેલા છે. તોપણ પુત્ર નહિ હોવાના બહાને કરી આરથીલાના રાજાની ભત્રીજી ઉપરાંત, કુવાના રાજાની કુંવરી, તેમજ ઘણી ચંદ્રવંશી ઝાલા કુંવરીઓ; તથા સૂર્યવંશી ગોહેલ કુંવરીઓ સાથે પરણ્યો હતો.

રા' મંડલીકના વીરત્વનાં, ઉદારતાનાં તેમજ તેની ઉજ્જ્વલ કીર્તિનાં વખાણ થયાં છે ખરાં પણ, તેની રાજ્ય કરવાની રીતિ વિષે તેમજ પ્રજાપ્રિય કેવો હતો તેનો ઉલ્લેખ જોવામાં આવતો નથી. ધર્મ ઉપર શ્રદ્ધા કેવી હતી તેનું પણ નિરાકરણ થતું નથી. અને કદાચ હશે તો કયા ધર્મ ઉપર તે સ્પષ્ટ ઉલ્લેખ નથી. અમૂક ધર્મના ધર્માચાર્યો ઉપદેશ કરી શકે છે તે ઉપદેશથી જ લોકોનું વલણ ફેરવી શકે છે. પણ સત્તા ચલાવી શકતા નથી. પ્રજાને હુકમ કરી શકતા નથી કે તમારે અમૂક ધર્મ પાળવોજ પડશે, આજ્ઞા કરવોજ પડશે. આ કામતો રાજ્યનું છે, રાજ્ય સત્તાધારીઓનું જ છે. બૌદ્ધ ધર્મના અનુયાયિઓ ઉપદેશક તરીકે ગમે તેવું સારૂં કાર્ય કરતા હોત પણ મહારાજા અશોકની સાહાય્ય ન હોત તો બૌદ્ધધર્મનો તે સમયમાં થયો હતો તેટલો ફેલાવો રાજ્યાશ્રય વિના થાત કે કેમ એ શંકાસ્પદ વાત છે. રા' મંડલીક સત્તાધારી હતો, રાજ્યકાર્યમાં આહોશ ગણાયો છે, પરંતુ કોઈ પંથના ધર્માચાર્યોને ખાસ કરીને આશ્રય આપ્યો હોય એમ હજી સુધી પ્રસિદ્ધિમાં આવ્યું નથી. પણ કાનનો કાચો હોવાથી ભક્તિનું રહસ્ય ન સમજનારા દ્વેષી મનુષ્યોએ આડું અવળું સમજાવવાથી નાગરભક્ત, આદિકવિ નરસિંહમહેતાને કેદ કર્યા હતા. કેદખાનામાં પરમાત્માએ મહેતાને હાર પહેરાવ્યો વિ૦ ચમત્કારીક પરચાથી રા' મંડલીક પસ્તાયો, અને પોતાના અવિચારી કૃત્ય માટે માફી માગી મહેતાને મુક્ત કર્યા.

તેના મિત્ર વીંઝલવાઝાની મુલાકાતનો પ્રસંગ પ્રસંશારૂપ હોઇ મહત્વનો છે એમ કહેવામાં આવે છે. મિત્રભાવે રા' મંડલીક મળવા દોડ્યો, અને મળતાં વીંઝલનો રગતપીતનો વ્યાધિ દૂર થયો. પછી ભલે બ્રાહ્મણોને દાનમાં મળેલ સોનાના હાથીની વહેંચણી કરતાં તકરાર પડી અને રા' મંડલીકને જાણ થતાં દિલગીર થઈ મિત્રને મળવા ગયો; ગમે તેમ પણ આ પ્રસંગ પ્રસંશાપાત્ર તો છે. અને તેથીજ નાગબાઇ બોલી હતી કે–

"ગંગાજળ ગડેથા પંડ તાહારૂં હતું પવિત્ર;
વીંઝાને રગતગયાં મને તો વાલા મંડલિક."

પરંતુ આમ કહેવામાં ભેદ છે. બાઇ નાગબાઇએ રા' મંડલીકનાં વખાણ કર્યા છે તેમ વાક્પ્રહાર પણ કર્યો છે. કે તારા પવિત્ર શરીરના સ્પર્શથી વીંઝાનો રોગ ગયો પણ મને તો વાળા થયા, એટલે કે દુષ્ટ! તારા દુષ્ટ વિચારોથી-કુમતિથી મને વાળાની જેમ પીડા થાય છે.

રા' મંડલીકની પડતી થવાની બે જૂદી જૂદી વાતો છે, તેમાં રણછોડજી દીવાને સોરઠી તવારીખમાં કહી છે તે વધારે પ્રખ્યાત છે. અને તે દંતકથા આ પ્રમાણે છે.

નાગબાઇ નામે એક ખુબસુરત ચારણ સરસાઇ પાસે મોણીઆ ગામમાં રહેતી હતી. એ બાઇ જેવી ખુબસુરત હતી તેવી પવિત્ર હતી. તેની પ્રશંસા સાંભળીને શિકારના બહાને મોણીઆ મુકામ કર્યો.

પિતાતુલ્ય રાજાને ચાંદલો કરવાના રિવાજ મુજબ પુત્રવધૂ ચાંદલો કરવા આવી. પણ રાજા ચારે દિશા તરફ મ્હોં ફેરવતો રહ્યો. કામી રાજાની દુષ્ટ વાંચ્છના વહુ સમજી અને સાસુને કહેવા લાગી કે "સાસુજી રા' ફીરે તો." તુરતજ સાસુએ કહ્યું કે "હાંણે રા' નાંહ ફીરે તો, રા' જો દિ ફીરે તો."

આ દુષ્ટ વાંચ્છનાના લીધે નાગબાઇને રગે રગે ક્રોધ વ્યાપી ગયો અને તુરતજ શાપ આપ્યો કે—

* જાશે રાં'ની રીત રાં'પણું રે'શે નહીં
ભમતો ભાગીશ બાપ તે દી સું સંનારીશ માંડલીક.
ગઢ જુનાની પ્રોળ દામોકુંડ દેખીશ નહીં
રતન પડશે રોળ તે દી સું સંભારીશ માંડલીક.
દરવાજે દરવાન તારા કોઇ રે'શે નહીં
મેઢી તારાં મસીત મુલ્લાં પોકારે માંડલીક.

* આ દુહા "મેઘજી"ના ચારણ પાસેથી મેળવ્યા છે.

પોથીને પુરાણુ ભગતો પે' ભાળીશ નહીં
કલમોને કુરાન પોકારે મુલ્લાં માંડલીક.

× × ×

રા' મંડળીકના રાજ્યભ્રષ્ટ માટે, જીંદગી ધુળધાણી કરવા માટે, અને યવન રાજ્યના ઉદય માટે આ પ્રસંગ છેલ્લો બંધ બેસતો છે. જેટલી વિષય લંપટતા આ પ્રસંગે જણાય છે તેટલી, બલ્કે વિશેષ તેથી ભયંકર વિષય લંપટતા પ્રધાન વિસલની સ્ત્રીના પ્રસંગમાં જોવામાં આવે છે. ચારણુયાણી રા' નો દુષ્ટ ભાવ સમજી શાપ આપી મુક્ત થઇ હતી, ત્યારે પ્રધાનની સ્ત્રીને પતિત કરી હતી. વિસલે મહમદ બેગડાને ઉશ્કેરી ચડાઇ આણી હતી આમ પણ દંત કથા છે.

આવાં કુકર્મ કરનાર, પોતાની સંતતી સમાન પ્રજા ઉપર કુદષ્ટિ કરી પતિત કરનાર, ગણાતા પવિત્ર હિંદુ રાજા! તને રાજ્યભ્રષ્ટ કરી યવન કરવામાં આવ્યો. તારી જીંદગી ધૂળધાણી થઇ એજ તારે માટે બસ છે! પૂરતું છે! કુદરતે તને આ જન્મમાંજ ન્યાય આપ્યો.

રા' મંડલીક ગમે તેટલો શરીરે પવિત્ર હતો, શસ્ત્રવિદ્યામાં એક્કો હતો, રાજ્યકાર્યમાં પ્રવિણ હતો પણ તેનું અંતઃકરણ ક્યાં પવિત્ર હતું? **વિષયલંપટ રાજા પ્રજા ઉપર રાજ્ય ચલાવવાને લાયકજ નથી, એમ રાજ્યતંત્રના અને ધર્મના સિદ્ધાંતો કહે છે.**

---

" સૌરાષ્ટ્રનો સૂર્યાસ્ત " નામક નવલકથા લખવા માટે મેં કેટલાંક સાધનો મેળવેલ છે તેના આધારે આ લેખ લખેલ છે. કેટલીક ખાસ અડચણોના લીધે અને જરૂરી ખાસ્તનના અભાવે આ કામ બોંરૂભે પડેલ છે.

# એક મનોદશા.

### હરિગીત.

૧

સળગી ભલે બળી જાય આ હૈયું, નહિ કો પૂછશો,
ફાટી અને દવતું ભલે હૈયું, નહિ કો પૂછશો;
જાણે જીગર, કોઈ કદિ ના પૂછશો ના જાણશો,
છો નષ્ટ આ જીવન થતું કિન્તુ કદિ ના પૂછશો.

૨

સહેશે બધું, સળગી જતાં નહિ હર્ષ એકે કાદરી,
માશૂકની મમતા તજી, બળતું હૃદય જઈ કયાં ઠરે ?
દિલબરતણા દુઃખથી અરે નવ ખાન પાન કશું ગમે,
નિદ્રા મીઠી પણ હા ! સદૈવ જતી મને છોડી અરે !

૩

ફરતો ફરૂં જપતો સદા મુખ મંત્ર માશૂકનામનો,
મુંઝાઇને રડવું હવે એ રાહ કિસ્મતમાં લખ્યો;
રડવા ચહું, ન રડાય, મુંગા મારથી હૈયું રડે,
ટપકે ન અશ્રુ ચક્ષુએ, હૈયું બળી સળગે ભલે !

૪

જા, જા, જીગર બસ જા બળી અંગારમાં તું રાખ થા,
દવતું રહે નિશદિન છતાં ફાટી અને સળગે ન કાં ?
ના પ્રેમવારિ છાંટવા અંગાર પર દે જો હવે,
રે'જે તપેલું આતશે, હા, જા બળી સળગી ભલે !

અરૂણ.

# અવલોકન સૃષ્ટિ.

(લેખક રા. રા. રામશંકર સુંદરજી દવે)

૧ દુઃખ તે સુખને માટે છે; સુખનું ઓસડ દુઃખ, દુઃખને અંતે સુખ કિંમની સુખીને સુખની કિમત નથી. દુઃખીને સુખની કિમત વધારે છે.

૨ તડકો વેઠે તે છાંયડો સમજે.

૩ પ્રાકૃતિક નિયમો એક એકથી ભિન્ન છે તથા અરસપરસ મદદગાર છે.

૪ કલેશવાળી બાબતમાં પણ કલ્યાણ સમાએલું છે.

૫ શું જીવન જીવવું ઉપયોગી છે? હા, પરમાત્મન્ તરફથી મળેલું સમજતા હોઇએ તો ઉપયોગી છે. જીવનતત્ત્વ સમજી શકીયે તો ઉપયોગી છે. કંઈ પણ સુકૃત કરી શકીયે તો ઉપયોગી છે. ખાવું, પીવું, ધન સંસાર કરવો, વ્યવહાર ચલાવવો એનું નામ જીવન નથી. ઉચ્ચભાવના ઉચ્ચ વિચાર–ઉચ્ચ આચરણ એજ જીવન.

૬ "સત્ય" એ ગણીતશાસ્ત્રના પ્રમાણ જેવું ફેરફાર વગરનું છે. "સત્ય"ના ગ્રહણ કરવામાં ધર્મના ઝગડા નથી, વાદવિવાદ નથી, મતભેદ નથી.

૭ ઉન્નતિ ઇચ્છનારે વિદ્યાનો પ્રચાર કરવો, કરાવવો.

૮ જગતમાં મનુષ્ય વધુ ને વધુ જંજાળમાં લપટાતો જાય છે. કહેવાતા સુખની ઇચ્છા ઉપર ઇચ્છા કરતો જાય છે. જીવન પુરૂં થાય છે. જગતનો પ્રવાહજ એવો છે.

૯ શું કુટુંબના બંધારણ શીવાય દેશનું ખરૂં બંધારણ થઇ શકે કે?

૧૦ એકડા ઘુંટી રહ્યા. "કકો" શીખ્યા પછી આગળ શીખવ્યું કે "ઝાડ ટકે છે ઝુંડમાં એકલ ઉડી જાય." કુટુંબ એ નાનો દેશ છે.

નાના દેશો મળી એક ખંડ થાય છે. નાના નાના કુટુંબોની ઉન્નતિ તે દેશનીજ ઉન્નતિ છે.

૧૧ મુંબઇ જેવાં મોટાં શહેરોની અડચણોથી માણસોને સંકોચવાળો ક્ષુદ્ર વા વાયો છે. અમુક ચોરસફીટની ઓરડી કે જે દીવાનખાનું, રસોડું, ઓસરી, નહાવાની રૂમ એમ બધાની ગરજ સારે છે તેવા સંજોગોમાં સગાસંબંધ આવતાં અડચણો તો આવશે, પરંતુ પ્રેમ અને સદ્ભાવ આગળ તે અડચણો શું હીસાબમાં છે ?

૧૨ ઉન્નતિ ધરનાર સુધારકોએ સમસ્ત દેશની ઉન્નતિ પહેલાં કુટુંબની ને ઝીણી ઝીણી બાબતોની જડની લેવાની જરૂર છે.



## આવીશું.

રા. રા. લલિત.

( મને લાગી કટારી પ્રેમની—એ ગીતનો ઢાળ )

આવીશું, આવીશું, આવીશું : હોજી પ્રાણ !
પૂજ્ય તમ શરણ અવશ્ય આવીશું !
સ્મિત ને ઉલ્લાસભર્યાં નયનના રસાર્ણવે—
ન્હાવા અમે અવશ્ય આવીશું !
યૌવન સૌન્દર્ય પૂર્ણ હૈયાંને હીંચકે—
હીંચવા અમે અવશ્ય આવીશું !
પુણ્ય કાંત દેહના, તીર્થાશ્રમ ગેહમાં :
પ્રફુલ્લવા અમે અવશ્ય આવીશું !
સૌમ્ય સુકુમાર મુનિ તારકોના ગુંજને :
ગુંજવા અમે અવશ્ય આવીશું !
સંસાર સુહાવન, લલિત પ્રાણલાલનમાં :
ઘૂમવા અમે અવશ્ય આવીશું !



વકીલ—હા, પણ આ કેસમાં તો તમારે લડવુંજ પડશે.

અસીલ—અરે સાહેબ! લડયા ત્યારે તો અહિં આવવું પડયું.

વકીલ—ના, ના, કોર્ટમાં.

અસીલ—શું? ત્યાં પણ લડવા દેવામાં આવે છે કે? પછી ન્યાય ક્યાં કરાવવો?

× × ×

ધણીયાણી—ક્યાં જઇ આવ્યા?

ધણી—હવા ખાવા.

ધણીયાણી—જમીને તો હમણાંજ બહાર ગયા'તા ને એટલામાં ભૂખ્યા થઇ ગયા કે બહાર જઇને ખાધું?

ધણી—પણ શું?

ધણીયાણી—હવા.

ધણી—પણ મૂર્ખી! હવા તે ખવાતી હશે?

ધણીયાણી—તમેજ કહો છોને કે મેં ખાધી, અને ઉલટા મને મૂર્ખી કહો છો!!

× × ×

જજ—તેં ચોરી કરી છે?

ચોર—હા, સાહેબ!

જજ—હું જણાવવાને બહુજ દિલગીર છું કે ગયે વખતે તને શિખામણ દેવામાં આવી હતી કે તારે કોઇપણ દિવસે ચોરી કરવી નહિ.

ચોર—તેથીજ સાહેબ આ વખતે દિવસે નહિ. રાત્રે ચોરી કરી છે. માટે માફ કરો.

# BOSS OIL-AIR-STOVE.

## શા માટે 'બોસ' ચુલો જોતાંની સાથેજ લોક ખરીદે છે?

કેમકે બોસ ચુલો તદ્દન સાદો છે.
કેમકે બોસ ચુલો બીલકુલ સલામત છે.
કેમકે તે એક બાળકને પણ સોંપી શકાય તેમ છે.
કેમકે બોસ ચુલાથી રસોઇ જલદી થાય છે.
કેમકે બોસ ચુલો તમારો વખત બચાવે છે
એટલુંજ નહીં પણ તેથી બળતણનો બચાવ થાય છે.
વળી તે બીલકુલ શાંત બળે છે ને ધોંધાટ કરતો નથી.
બોસ ચુલો આ જમાનાની નવાઇ છે.
કોઈ રીતે તે બગડવાનો સંભવ નથી.
ધાસલેટથી બળે છતાં ધાસ્તી જરાબી નથી.
વાસ ન આવે મેસ જરાબી ન થાય.
જ્યારે જોઈએ ત્યારે તઈયાર.
શોભામાં પણ ઘણોજ સારો.
ચુલો પેરે છે તેની કોઈને ખબર પડતી નથી.

એસ. રોય સંપટ.

૭૦ એપોલો સ્ટ્રીટ, કોટ—મુંબઇ.

ધણીયાણી—વ્હાલા! તમે મને જે અખંડ પ્યારથી અત્યારે ચાહોછો, તેમજ બધો વખત ચાહશો ને?

ધણી—હા, જરૂર, પણ મને ખાવાની, નોકરીપર જવાની અને ઉંઘવાની રજા આપજે હો! બાકીનો વખત તને ચાહીશ.

× × ×

ધણીયાણી—મારી બ્હેન બિચારી હમેશાં કહેતી કે તમને તો કોઇ બરાબર માથાની સ્ત્રી મળી હોત તો ઠેકાણે લાવત.

ધણી—અરરરર! તારી બ્હેન કોણ જાણે કયા કાળ ચોઘડીયામાં બોલી કે તે અનુભવ તુંજ કરાવે છે. હવે બીજીનો ખપ નથી.



# દેશી જનોને.

હરિગીત.

૧

સેવા કરો નિજ દેશની ખરી ખંત ને ઉલ્લાસથી,
રાખો ઉરે હિંમત ઘણી નિજ દેશના ઉત્કર્ષની;
તન, મન અને વળી ધન સમર્પો આ મહા સત્કાર્યમાં
કરજો તમે સેવા સહુ નિજ દેશની આ જગતમાં

૨

ધનવાન બંધુ ધન તમે હોંશે થકી સહુ આપજો,
તો અન્નક્ષેત્રો બાંધજો નિરાશ્રીતો ને પોષજો;
કરી સુકૃતો આ જગતમાં કીર્તિ બધે ફેલાવજો,
આ જીંદગીનું બંધુઓ! સાફલ્ય ભૂલી ના જજો.

૩

આ જીંદગી છે જ્યાં સુધી કરજો સહુ પરમારથો,
પરમારથે એ બંધુઓ! પાની નહિ પાછી કરો;
નિજ ફર્જને નહિ ભૂલતી કરવી અહા એ પ્રીતથી,
સહુ સુણજો વીર! સુણજો ધા સુણજો આ દીનની.

કરશનદાસ ભગવાનદાસ પારેખ મહુવાકર.



# કાળની ગતિ ન્યારી છે!!

( લેખક. રા. રા. વકીલ નંદરામ પ્રાગજી નાગેશ્રી. )

કાળની વિચીત્રતાની ગતિ તરફ દ્રષ્ટી ફેંકતાં મનુષ્યોનું જીવન અલ્પ અને ક્ષણિક હોવાનું ભાન થાય છે. લાંબા કાળે ફેરફારોથી નવીન નવીન રૂપ ધારણ કરતો જમાનો નજરે પડે છે. મનુષ્યજીવન ખરીરીતે જોતાં એક પળના ચમકારા માત્ર છે. તોપણ જેને સમજાય છે તેવા ભાગ્યશાળી નરોને તેનો ઉપયોગ જેવો તેવો નથી. સત્ય સમજનારને એક પળ પણ યુગ જેવી છે. સત્યજ્ઞાન, સદ્‌વર્તન ઉપરથીજ :મનુષ્ય જીવનની સાર્થકતાનું માપ થઇ શકે છે. આવા એક સફળ પવિત્ર જીવનવાળા પુરૂષનું પરલોક ગમન થતાં હૃદયોદ્‌ગારમાંથી જે કંઇ હોઠે આવેલ છે તે આ લેખદ્વારા પ્રકાશીત કરવામાં આવે છે.

આ સત્ પુરૂષના જીવનમાંથી જે જોવાનું અને લેવાનું છે તે સધ-ળાનો ઉલ્લેખ કરવાની મારામાં શક્તિ નથી, તોપણ તેના પરમાર્થીક અનેક કાર્યોમાંથી ટુંકી નોંધ બાળકના કાલા ઓબડા શબ્દની માફક કાવ્યરૂપમાં દર્શાવેલ છે. સખી શેઠનો જાતિ બંધુઓ તરફનો પ્રેમ; જીવન; સખાવત આદી કૃત્યો તરફ દ્રષ્ટી ફેંકતાં મનુષ્યધર્મની ઝાંખી થયા સિવાય રહેશે નહિ.

સ્વર્ગવાસી શેઠ હરજીવન ધારસીનો જન્મ ઉના ગામે વીક્રમ સંવત ૧૯૧૪ ની સાલના શ્રાવણ વદી ૧૩ ના રોજ થયો હતો અને તેમનું બલીવ સંવત ૧૯૭૧ના શ્રાવણ સુદી ૧૫ ગુરૂના રોજ જાફરાબાદમાં થયેલું છે. સને ૧૯૧૫ ના મે માસના " કપોળ " નામના માસિક પત્રના પુસ્તક ૬ અંક ૫ પ્રૃષ્ટ ૧૬૪ પર દ્રષ્ટી ખેંચતાં તેમનું ઉચ્ચ જીવન, ધાર્મિક વૃત્તિ, ભ્રાતૃભાવ, ઉદારવૃત્તિ, અને સખાવતની સારી પીછાણ થઇ શકે તેમ છે. અને તે ચારીત્ર એવો પણ બોધ આપે છે કે એક આ જેવી સાધારણું વસ્તુના વ્યાપારમાંથી ક્રમે ક્રમે આગળ વધી ઇશ્વિરે દયાના આપેલ અંકુર અન્વયે મોટી મોટી સખાવતો કરી મનુષ્ય જીવનનું સાર્થક કરી પોતાની કીર્તી ને નામ અમર કરી ગયા છે અને પશ્ચાત જનોએ આવું જ ઉત્તમ વર્તન કરવું જોઇએ એવો પોતાનો પ્રત્યક્ષ અનુકરણીય દાખલો પાછળ મૂકતા ગયા છે.

**विद्यादानं सर्वदानात् प्रधानम्** વિદ્યાનું દાન સર્વદાનોમાંથી શ્રેષ્ટ ગણેલું છે. કારણકે કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું નથી કરી શકતી ? અજ્ઞાન અવસ્થામાંથી જ્ઞાનાવસ્થામાં લાવી ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ સધાવી આપનાર માત્ર વિદ્યાદાનજ છે. અને તેથી જ સઘળા પરમાર્થ કાર્યોમાં પણ આ દાન અતી ઉત્તમોત્તમ ગણેલું છે.

સ્વર્ગવાસી શેઠનો જન્મ ઉંના ગામે થયો હતો અને તેથી ઉનામાં હાઇસ્કુલ માટે પંદર હજાર રૂપૈઆ જેવડી મોટી રકમ આપી જન્મભૂમિના બાલકોપર મહદ્ઉપકાર કરેલો છે. અને આ તેમનું સાર્વજનીક હીતકાર્ય છે તે પરથી તેમની સમાન દ્રષ્ટીનું દિગદર્શન થઇ શકે છે.

સ્વજ્ઞાતીના બાલકો માટે તેની આવીજ ઉચ્ચ અભિલાષા હતી તે કાળની વિચીત્રતાએ પરીપૂર્ણ થવા દીધી નથી એ પણ એક " ઇશ્વરેચ્છા બલીયસી " જણાશે.

નાગેશ્રી ગામમાં વિદ્યાર્થીઓને માટે ઇંગ્રેજી સ્કુલનું કંઇપણ સાધન નહિ હતું તે માટે નામદાર જુનાગઢ એડમીનીસ્ટ્રેટર સાહેબને અરજ કરતાં ત્રણ ધોરણ સુધી અભ્યાસ કરાવવાનો કલાસ ખોલી આપ્યો છે. પરંતુ માસ્તરના પગારના પંદર રૂપૈઆનો આધાર અભ્યાસ કરતાં છોકરાઓના માબાપો પર અવલંબી રહેલ છે. અને તેમાં દુર્બળ સ્થિતિના માબાપોને

વધારે આવતી ફી આપવાનું ભારે થઇ પડે છે. આવી સ્થિતિ અને સમયમાં આવા પરોપકારી શેઠ તરફથી પુરતી મદદ મળવાની વિદ્યાર્થીઓ આશા રાખી બેઠા હતા અને એ યાચના કરવામાં આવ્યાની પૂર્વેજ હરજીવન ભાઇનું ભવિષ થતાં આ આશા ફળીભૂત થયેલી નથી.

રામપરાના સખી શેઠ હરિદાસ નાગજી જે કે હાલ ધંધાર્થે મુંબઇ છે તેમણે આ સ્કૂલને દરમાસે ચાર રૂપૈઆની મદદ આપવાની ઉદારવૃત્તિ દર્શાવી વિદ્યાર્થીઓની શુભ આશીષ વહોરી છે. તોપણ જેને ઇશ્વરે શક્તિ આપેલી છે એવા દયાર્દ્ર અંતઃકરણવાળા શેઠ શાહુકારો તરફથી કંઇપણ મદદની બાલકો સ્કૂલ ટકી રહેવા ખાતર આશા રાખે છે. રા. રા. પ્રાણજીવન ભીખાભાઇ, બલ્લતીઇ શેઠ મોરારજી રવજી તથા ત્રીકમદાસ મેઘજી આદી મહાન્ સત્ પુરૂષો આ યાચના તરફ નેક દ્રષ્ટી આપશે એવી આશા છે કારણકે જેના તરફ આશાનું અવલંબન હતું તે તો સ્વર્ગવાસી થયા છે. મર્હુમ શેઠ હરજીવનદાસના વિદ્યા—ઉત્તેજક ફંડમાંથી રૂ ૨૫) તથા ત્રીકમદાસ મેઘજી તરફથી રૂ. ૧૦ મળી કુલ રૂ. ૩૫ ની મદદ નાગેશ્રી ઇંગ્લીશ કલાસના વિદ્યાર્થીઓને મળી છે.

મર્હુમ શેઠ હરજીવન ભાઇએ અવસાન સમયે પરમાત્મામાં ચીત જોડતાં જોડતાં પણ વડેથી બોલાવી આશ્રય આપી રાખેલા ભટ જટાશંકર નાગજીને વરસો વરસ ચલુંતે માટે તેની પાસે સપ્તાહ કરાવવાની ગોઠવણ કરતા ગયા છે એ પણ કંઈ નાની સુની વાત નથી. અસ્તુ. "સુજ્ઞેષુ કિમ્ બહુના."

# શિખામણનો સદુપયોગ

કે

# બુદ્ધિની બલિહારી ?!*

લેખક ( રા. રા. અરૂણ )

અમુક સમય થયાં મારાં માતુશ્રી માંદગી ભોગવતાં હતાં. એક દિવસ અચાનક યમરાજાનું આમંત્રણ આવ્યું. આ આમંત્રણ તેમનાથી રોકાયું નહિ અને તેમનો અમર આત્મા આ ફાની દુનિયા છોડી કિરતારના દરબારમાં ઇન્સાફ લેવાને ચાલ્યો ગયો. તેમના અવસાન પહેલાં તેઓએ મને તેમની પાસે બોલાવ્યો અને કાંઈ કહેવા ઇચ્છતાં હોય એમ જીજ્ઞાસા બતાવી. તેમનાથી વધારે જોરથી બોલી શકાતું નહોતું જેથી હું મારો કાન તેમના મુખ પાસે લઇ ગયો. તેઓએ મને અમૂલ્ય સલાહ આપવી શરૂ કરી કે "બેટા ! આ દુઃખ રૂપ સંસારમાં હવે તને હું સદાને માટે છોડી ચાલી જાઉંછું. તારૂં કોઈ નથી, માટે સદા સંભાળીને ચાલજે. તારા પિતાના નામને દીપાવજે, તેમના કરતાં સવાયો કહેવરાવજે. વળી કોઇ સારૂં કામ કરતાં ઢીલ કરીશ નહિ. આપણામાં કહેવત છે કે 'ધરમના કામમાં ઢીલ નહિ.' હવે તું જુવાન થયો, વળી ડાહ્યો છે; માટે તને વિશેષ શિખામણ દેવાની જરૂર નથી. દીધી શિખામણ કોઇની આવતી નથી, માટે સંભાળીને ચાલજે. 'શેઠની શિખામણ ઝાંપા સુધી' આવું ન કરતો...... " આમ કહેતાં કહેતાં તેઓની આંખમાં પાણી આવી ગયાં, વધારે જોરથી બોલી શકાયું નહિ. માતાની આવી સ્થિતિ મારાથી જોઇ શકાઇ નહિ. હું પણ રડી પડયો.—રડયો નહિ, પણ—બાળકની માફક ડૂસકાં ભરીને રડયો.

\+ . + +

---

* પોફુંક આંમેઝના આધારે.

મારાં માતુશ્રીના અવસાન થયાને લગભગ એક વર્ષ પણ થવા આવ્યું. હવે મને વિચાર થવા લાગ્યો કે કુંવારી જીંદગી તે ક્યાં સુધી ગાળવી? પરણ્યા વિના, લગ્ન પ્રસંગની અનેરી લ્હાણ લુંટ્યા વિના તે કાંઈ મનુષ્યની જીંદગી છે!! ગમે તેમ કરીને લગ્ન તો કરવુંજ. આવા દૃઢ નિશ્ચયપર આવ્યો. વિચારમાં ને વિચારમાં મારા દિવસો વ્યતિત થવા લાગ્યા. ખાવાનું ભાવે નહિ, નિદ્રા પણ ન આવે. એક દિવસ હું બહાર ઓટલાપર બેઠો બેઠો દાતણ કરતો હતો, તેવામાં મારા એક પાડોશી મારી પાસે આવીને મને કહેવા લાગ્યા.

"માબાપ તો સૌ કોઇનાં મરી જાય છે પરંતુ તારા જેવા ચિંતા કરનાર તો કોઇને દીઠાજ નહિ! જો ને! હમણાં ને હમણાં તું કેટલો સુકાઇ ગયો છે! જનાર તો ગયું. હવે સદાકાળ તેનો શોક કર્યા કરવો વ્યર્થ છે. શોક કર્યાથી કદાચ પાછું આવે તેમ હોય તો યથાર્થ છે; પરંતુ તેમ તો બને તેમ નથી. માટે મારી સલાહ માનતો હો તો ચિંતા છોડી દે. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

चिंता चिता समाख्याता बिन्दु मात्र विशेषतः ।
सजीवं दहते चिंता, निर्जीवं दहते चिता ॥

સમજ્યો, ભાઈ! ચિંતાનું ફળ આવું છે. ખાવું, પીવું ને મજા કરવી. દુનિયામાં શું સાથે લઇ જવાનું છે! (એક મસ્ત આખલો સામે બેઠો હતો તેને બતાવીને) જો! આપણે આનોજ દાખલો લઇએ. કેવો મસ્તાન છે! છે એને બિલકુલ ચિંતા!! શું એનાં મા બાપ નહિ મરી ગયાં હોય? ચોમાસું ચરીને કેવો મસ્તાન થઇ ગયો છે! આપણે જાણીએ છીએ કે ચોમાસાના દિવસો જશે. ધીરે ધીરે સમય જતાં ઉનાળો પણ આવશે, ઘાસ ચારો, પાણી વિ. ની તંગી પડશે, અને તેનો સખ્ત અનુભવ આને પણ લેવો પડશે; પરંતુ તે ચિંતા અત્યારથી શું કામની? ત્યારની વાત ત્યારે. ઇશ્વર જેવડો ધણી છે. ભૂખ્યાં ઉઠાડે છે, પણ ભૂખ્યાં સુવાડતો નથી. એવી નકામી ચિંતા અત્યારથી કરે, તો એના શરીર ઉપર લોહીનો છાંટો પણ રહે ખરો કે? માટે તું પણ સમજી જઇને ચિંતા છોડી દે."

ઉપદેશ પૂરો થયો. તેઓ તો ગયા પરંતુ મને એક નવી ચિંતા વધી. શું હું સુકાઇ ગયો? ખરી વાત હશે? તેઓને જૂઠું બોલવાનું પ્રયોજન

શું? ત્યારે હાય હાય! હું ખરેખર સુકાઈજ ગયો? મારે પૂછવું પણ કોને કે હું સુકાઈ ગયો છું? આવી આવી મારી ચિંતાઓ અને વિચારમાળાનો પાર આવ્યોજ નહિ. લગભગ બીજું વર્ષ પણ પસાર થઈ ગયું. જેમ જેમ દિવસો જતા જાય તેમ તેમ મને ચિંતા વધતીજ જાય વળી એક દિવસ મારા તેજ પાડોશીએ આવીને મને કહ્યું કેઃ—

"ભાઈ! તું દાક્તર લલિતમોહનરાયની સલાહ લે. તને કોઇ વ્યાધિ લાગુ પડયો હોય એમ જણાય છે." વિ. થી તેણે ઘણોજ આગ્રહ કર્યો. જેથી દાક્તરને ત્યાં જવું તો ખરું, આમ નિશ્ચય કરી ઘેરથી કપડાં પહેરીને નિકળ્યો. પરંતુ દવાખાનું જોયેલું નહોતું. રસ્તામાં એક માણસને પૂછયું કે દાક્તર લલિતમોહનરાયનું દવાખાનું ક્યાં આવ્યું? તેણે આશ્ચર્યથી જવાબ આપ્યો; "અરે! તમે દાક્તર લલિતમોહનરાયના નામથી અજાણ્યાં છો? નાનું બચ્ચું પણ તેને ઓળખે છે, વળી તેણે પોતાની દુકાનપર મોટું પાટીયું લટકાવેલું છે, એ નિશાની રાખજો." આ સાંભળીને દરેક દુકાનનાં પાટીયાં વાંચતો હું આગળ ચાલ્યો. આખરે Doctor. L. M. Rai. L. M. &. S. એ નામનું પાટીયું વાંચવામાં આવ્યું. બચપણમાં હું A. B. C. D ભણ્યો હતો, જેના પ્રતાપેજ આટલું વાંચી શકયો. S શબ્દ વાંચનાંજ મને કાંઇક નવાઇ લાગી. એસ? એસ એટલે તો ગધેડો. ત્યારે શું ગધેડો દાક્તર હશે!! વાહ પ્રભુ! તારી કળાં પણ અગમ્ય છે. ગધેડો દાક્તર થઇ શકયો ત્યારે પછી હું તો માણસ છું, તો હું દાક્તર કેમ ન થયો? ગધેડાજ દાક્તર થતા હશે! આમ વિચાર કરતો કરતો હું દુકાન ઉપર ચડયો, અને અંદર જઇને જોઉં છું તો આહ! કેવી નવાઇ!! ગધેડો તો કોઇ પણ સ્થળે મારી દષ્ટિએ ન પડયો. પરંતુ તેને બદલે એક માણસ કોટ, પાટલુન પહેરીને એક ખુરશીપર બેઠો હતો. તેની સામે એક મોટું ટેબલ પડેલું હતું. બે ચાર માણસો સામેના બાંકપર બેઠાં હતાં, એકાદ બે તેની પાસે ઉભાં હતાં, તેઓને પૂછીને તે કાગળમાં કાંઇક લખી આપતો હતો. સામેની કોટડીમાં ભીંત ઉપર લાકડાનાં પાટીયાં ચોડેલાં હતાં, તેની ઉપર નાના મોટા કેટલાક સીસા પડેલા હતા, તેમાંથી એક માણસ રાતાં પીળાં પાણી કાઢીને માણસોને શીશીમાં ભરી આપતો હતો.

આ બધું જોઇને મને તો એમજ લાગ્યું કે મને કોઇ સ્વપ્ન આવે છે. હું તે જાગું છું કે ઉંઘું છું? ખાત્રી કરવા માટે મેં મારી આંગળી

ફરડી જોઇ તો જાગનો માલુમ પડયો. મને કશી સમજ પડે નહિ. અ- ગાઉ કોઇ વખત મેં દવાખાનું જોયેલું નહોતું. અરે! સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે દવાખાનું કેવું હોય! ત્યારે શું આ ખરેખરૂં દવાખાનુંજ હશે? જો દવાખાનુંજ હોય તો પાટીયા ઉપર તો એસ આમ લખેલ છે અને અંદર જોઉં છું તો એસને બદલે મેન છે. આ બેમાં ખરૂં શું? શું ગધેડો નહિ પણ માણસ દાક્તર! માણસોને ઠગવા કે ભરમાવા માટેજ એસ એમ લખ્યું હશે, કે જેથી ગમાર માણસો ભોળવાઇ જાય કે ગધેડો દવા કરીને માણસોને આરામ કરે છે! કેવી નવાઇની વાત!! વિચાર કરતાં કરતાં મને કશી સુઝ પડી નહિ. બધાં માણસો ચાલ્યાં ગયાં અને મારો વારો આવ્યો. મને તે કોટ પાટલુન પહેરેલા શખ્સે પૂછ્યું. "તમને શું રોગ છે?" હું ગભરાયલો શું જવાબ આપું.? વાચક મારે બદલે તુંજ જવાબ આ- પને, મારી વતી તુંજ ખુલાસો કરને! તેણે ફરીથી પૂછ્યું. એટલે મેં કહ્યું કે તમે કોણ છો? આ સવાલ સાંભળીને તે આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. ઘડીભર ક્રોધની લાગણી પણ દેખાઇ, પરંતુ તેણે સહેલાઇથી જવાબ આપ્યો "હું દાક્તર છું."

"તમેજ દાક્તર!! શું એ વાત ખરી છે?" મેં કહ્યું. "તમે તો માણસ છો. અને પાટીયા ઉપર તો એસ લખ્યું છે. એસ એટલે ગધેડો અને મારી સમજ પ્રમાણે ગધેડોજ દાક્તર હોવો જોઇએ. તમને દાક્તર કેમ કહી શકાય? અને જો તમે પોતેજ દાક્તર હો, તો પછી પાટીયા ઉપર એસ શા માટે લખવામાં આવ્યું છે?"

"વાહ, મને દાક્તર ન કહી શકાય તો પછી તમારે અત્રે આવવાનું શું પ્રયોજન હતું?" દાક્તર ગુસ્સે થતા બોલ્યા.

"શું પ્રયોજન હતું?" એટલે? તમારા જેવા સોનેરી ટોળીવાળાઓ ભોળી દુનિયાને ખોટે નામે ઠગે છે તે પ્રકાશમાં લાવવા માટેજ. સમજ્યા કે? સાહેબ!!

આ સાંભળતાંજ તે જાણે કે મારી મશ્કરી કરતો હોય તેમ ખૂબ હસ્યો, પરંતુ તેની બિલકુલ દરકાર કર્યા સિવાય હું ત્યાંથી પાછો ફર્યો. રસ્તામાં વિચાર થયો કે હું તો ન ઠગાયો પરંતુ બિચારી ભોળી દુનિયાને પણ ઠગાતી બચાવવી જોઇએ. પરોપકારનું કામ છે. આમ ધારીને ત્યાંજ

ભાષણ આપવાના વિચારથી ઉભો રહ્યો. થોડાં એક મનુષ્યો એકઠાં થયાં એટલે મેં મારૂં ભાષણ શરૂ કર્યું:—

લેડીઝ એન્ડ જેન્ટલમેન !

આ શહેરમાં કોઇ લલિતમોહનરાય કરીને એક દાક્તર છે. તે સૌ કોઇ જાણતાં હશો. તેણે પોતાની દુકાન ઉપર "એલ. એમ. એન્ડ, એસ. આવું પાટીયું લટકાવ્યું છે. કોઇ પણ એ. બી. સી. ડી. ભણતા વિદ્યાર્થીને પૂછી જોશો તો તે પણ જવાબ આપશે કે એસ એટલે તો ગધેડો. આ મહેરબાન પોતે છે તો માણસ, પરંતુ લોકોને ઠગવા ખાતર ગધેડા બન્યા છે! કેવી અફસોસની વાત છે કે ખોટે નામે દુનિયામાં ઠગાઇ ચાલે છે! અને વધારે અફસોસની વાત તો એ છે કે મૂર્ખ લોકો તેનાથી ભોળવાઇ જાય છે. પરંતુ હું પોતે તેવો મૂર્ખ નથી કે ઠગાઇ જાઉં! આજે હું ત્યાં જઇ મારી પોતાનીજ આંખોએ જોઇ આવ્યો છું કે પાટીયા ઉપર એસ લખેલું છે અને દુકાનમાં એસને બદલે મેન છે! પાટીયા ઉપર એલ. એમ. એન્ડ એસ લખ્યું એ તો ઠીક કે આખું નામ લખવાની પંચાતમાં ન પડતાં ફક્ત લલિતને બદલે એલ અને મોહનરાયને બદલે એમ લખ્યો; પરંતુ સાથે એસને પણ ઘુસાડી દીધો! એ મહેરબાન સાધારણ અક્કલ પણ ચલાવી શકયા નથી! (હસાહસ.)

........આથી દરેક ભાઇઓ અને બ્હેનોને નમ્ર પ્રાર્થના કરવામાં આવે છે કે આવા ઠગારાઓથી જેમ બને તેમ દૂર રહેવું.

આ મહત્તા ભરેલું ભાષણ (!) પૂરૂં થયું એટલે શ્રોતાઓમાંથી અવાજ સંભળાયો "જાઓ ભાઇ જાઓ, કામે લાગો. કોઇ ગાંડો હોય તેવું લાગે છે. શું બકે છે તેનુંજ ભાન નથી......" આવાં આવાં અનેક સર્ટીફિકેટો મળ્યાં. લોકો વિખેરાયા પરંતુ તેઓ માંહેનો એક આવીને મને પૂછવા લાગ્યો.

"સાહેબ! તમે આમ ઉપદેશ આપવા નિકળી પડયા છો છતાં તમે ત્યાં કેમ ગયા હતા ?"

"કેમ ગયા હતા? એટલે મારા મૂર્ખ પાડોશીના ભરમાવ્યાથીજ ગયો હતો. મને પહેલેથીજ ખબર હોત તો જાતજ નહિ. વળી ગયો તેમાં

શું ખોટું થયું? એ તો ઠીક થયું એમજ હું માનું છું, કારણ કે ન ગયો હોત તો આ બધું પોકળ પ્રકાશમાં આવત ખરૂં કે?" મેં કહ્યું.

"તમારા પાડોશીને ત્યાં જવા માટે તમને કેમ સલાહ આપવી પડી!" તેણે પૂછ્યું.

મેં તેને મારૂં ઇત્યંભૂત વૃતાંત જણાવ્યું.

મારૂં વૃતાંત સાંભળીને તે હસીને બોલ્યો. "અરે મારા સાહેબ! એમાં તે શું? તમે સુકાઈ ગયા છો કે નહિ એટલી પણ તમને ખબર ન પડી? ભાષણ તો મોટાં મોટાં આપો છો!!! તમારા શરીરનું વજન કર્યું હોત તો તુરત જણાઈ આવત."

"પણ મેં અગાઉ કોઈ વેળા વજન કર્યું નહોતું."

"ઠીક. ત્યારે હવે એમ કરો. જે આખલો તમારા ઘરની સામે બેસી રહે છે તેના શીંગડાંની વચ્ચેથી તમારૂં શરીર કાઢી જુઓ. જો તેમાંથી તમારૂં શરીર નીકળી જાય તો જાણજો કે સુકાઇ ગયા છો, અને ન નીકળે તો નથી સુકાયા. વળી તમે ડાહ્યા અને વિચારવંત (!) પુરૂષ છો. તમારાં માતુશ્રીએ પણ મરતી વખતે તમને સલાહ આપી હતી કે 'ધરમના કામમાં ઢીલ નહિ.' આ કામ પણ ધરમનું છે; કારણ કે આખલો તે શંકરનો પોઠીયો કહેવાય અને પોઠીયાની સેવા કરવી તે ધરમનું કામજ કહેવાય. કેમ ખરૂં કે નહિ?"

આ ઉમદા સલાહ (!) મારા વિશાળ મગજમાં તરતજ ઉતરી ગઇ અને મેં તે પ્રમાણેજ કરવા નિશ્ચય કર્યો. "એક પંથ દો કાજ." આમ માર્યું. કારણ કે એક તો મારૂં શરીર સુકાઈ ગયું છે કે કેમ તે આપો આપ [illegible] આવશે. અને તેથી એ વધુ લાભ તો એ થશે કે મારાં માતુશ્રીની [illegible] વખતની સલાહનો સદુપયોગ (?) કરવાનો મને વખત હાથ આવ્યો,

અહો ભાગ્ય મારાં! કે શંકરના પોઠીયાની પણ સેવા થશે. આવાં કારણોથી દૃઢ નિશ્ચય કરી ઘેર આવ્યો. ઘેર આવીને જોઉં છું તો આખલો સામેજ બેઠેલો જોયો. તેની અમૂલ્ય સેવા કરવાની પ્રબળ ઇચ્છા તરતજ થઈ આવી. સાથે સાથે મનમાં ગડભાંગ પણ થવા લાગી કે શીંગડાંમાંથી શરીર કાઢવું કે નહિ? કદાચ આખલો સામો થાય તો!!

અનેક તર્ક વિતર્કો થયા પરંતુ તેમનું આયુષ્ય માત્ર નામનુંજ હતું. જેવા આવ્યા તેવાજ નાશ પામ્યા. વળી 'ધરમના કામમાં ઢીલ' કરીશ તો તેનું પરિણામ વિપરીતજ આવશે. છેવટ હું દૃઢ નિશ્ચયપર આવ્યો. આખલા પાસે ગયો અને તેનાં બંને શીંગડાં પકડી ધીમે ધીમે મારૂં આખું શરીર તેમાં દાખલ કર્યું! ઇશ્વર જાણે શું એ થયું!! આખલો ઉભો થઇ એકદમ ઉભી પૂછડીએ નાઠો. આમથી તેમ દોડવા લાગ્યો. હવે હું ખરેખરો ગભરાયો કે રખે પડી જાઉં! અને થયું પણ તેમજ. વાંચક! પડ્યો નહિ. પણ હું કૂદી પડ્યો. કહો કે ભૂમિ માતાએ મને ઝીલી લીધો. આમ થવાનું કારણ સુજ્ઞ વાંચકો સમજ્યા હશે. આ કામ ધરમનું હતું અને તે અમલમાં મૂકતાં મેં અનેક વિચારો કરીને ઢીલ કરેલી જેથીજ આ પરિણામ આવ્યું. હવે ઘણોએ પસ્તાવો થાય છે કે ઢીલ ન કરી હોત તો સારૂં હતું, પરંતુ હવે એવી બાબતમાં મારા જેવા સુજ્ઞ પુરૂષને શોક કરવો તે યોગ્ય નથી. હવે કહો કે ધન્ય છે મારી અક્કલને, એક વાર નહિ-પણ લાખોવાર!!

# ઘૂઘૂ કરતા કપોતને

બેસીને કાગ કો દિ શ્રમવિણ વનમાં કોકિલા સંગ મ્હાલે,
શાને ભૂંડા બબીજા અવર સુખ નહિ તું અભાગી ન મ્હાલે;
બેસી જોને જઈને ગૃહપર કદિએ કોઇના કોઇ કાળે,
વાણી તારી સુણીને તુજપર પથરા ફેંકીને સૌ નસાડે.

૨

કો ટાણે કો જનોના પ્રિયજન ગૃહમાં આંવતાં હોય ત્યારે,
બેગાં ટોળે મળીને સ્મરણ કરી અને કાગને પ્રશ્ન પૂછે;
મૂર્ખાના એ જનો છે; કંઇક જનતણો એટલો ભાવ છે તે,
હોલાની ક્રૂર વાણી જગત જન બધા શુદ્ધ ભાવે કહે છે.

૩

વિદ્યાર્થી પાંચ લક્ષો ગણિત કરી અને કાક ચેષ્ટા ગણાવે,
કાકા કાકા કહે છો તદપિ જન ગણે કૈંક તુથીય સારો:
કો ના આવ્યો ચહે છે ગૃહપર કદિએ; સત્ય આ વાત, ઘેલા!
શાને કાજે પછી તું અહિંથી તહિં અરે ભાટકે આમ ભૂંડા!

૪

બેસે ના કાગ પીંછાં મયૂર થઇ જવા ઢોંગ ધારે ન કો દિ,
ઘૂ ઘૂ ઘૂ ઘૂ કરીને નિશદિન ભમતા દંભની વાત તારી;
હીરો હીરોજ રહેશે કદિ નહિ બનશે કાચ હીરો કપોત!
હા હા જોશે ઝવેરી પીછર ૩ર નહિ શ્વેતરંગી (?) કપોત!

# 'કપોળ' નાં ગ્રાહકોને ખાસ લાભ.



સુરત ખાતે ગયા મે માસમાં જુદાં જુદાં જ્ઞાતિય માસિકોના અધિપતીઓનું સંમેલન મળ્યું હતું. તેમાં એવા ઠરાવ થયા હતા કે દરસાલ દિવાળી પ્રસંગે જુદી જુદી જ્ઞાતિઓનાં બધાં માસિકોએ મળીને એક દળદાર લગભગ ૧૨૫ પાનાનું પુસ્તક બહાર પાડવું અને તેમાં જ્ઞાતિ ઉપયોગી વિષયો સંબંધી વિદ્વાનો પાસે લેખો લખાવી, તે પુસ્તક પોતપોતાનાં ગ્રાહકોમાં વહેંચવું. આ યોજના મુજબ 'કપોળ' ના ગ્રાહકોને ચાલુ દિવાળીના તહેવાર દરમિયાન, મજકુર પુસ્તક, વિનામુલ્યે, અર્પણ કરતાં અમોને આનંદ થાય છે.

**આ પુસ્તક અમો વાર્ષિક ભેટ તરીકે આપતા નથી.**

અધિપતિ-કપોળ.

તા. ક. જે ગ્રાહકોએ ચાલુ સાલનું એટલે કે સને ૧૯૧૫ નું લવાજમ આપ્યું નહીં હોય તેઓને આ પુસ્તકનો લાભ આપવામાં આવશે નહિ.

---

## જાહેર ખબર.

સ્વ. ગંગાબાઇ નિરાશ્રીત ફંડનો લાભ, મુંબઇમાં વસતા કપોળ નિરાશ્રીતોને તથા ગરીબ કપોળ વિદ્યાર્થીઓને આપવામાં આવે છે. આ ફંડમાંથી લાભ લેવા ઇચ્છનારને, માસિક રૂ ૫ ) અંકે પાંચ મદદરૂપે આપવામાં આવે છે. હાલમાં, નિરાશ્રીતો માટે રૂ ૫ ) ની ચાર જગ્યા તથા કપોળ ગરીબ વિદ્યાર્થીઓ માટે રૂ ૫) ની બે જગ્યા ખાલી છે. તો મદદ લેવા ઇચ્છનારાઓએ નીચેને શરનામે એક માસની અંદર અરજી કરવી.

ગંગાબાઈ નિરાશ્રીત ફંડના ટ્રસ્ટીસાહેબો જોગ
ઠે. શેઠ ભગવાનદાસ નરોતમદાસની પેઢી,
કપોળ નિવાસ.
સેન્ડહર્સ્ટ રોડ, ગીરગામ.

# સ્વચ્છતા.

લેખક (રા. રા. અવધૂત.)

ભૌતિક અને અંતરિક્ષ મલને પરિમાર્જન કરી શરિર અને મનને મલ રહિત કરવું તેનું નામ સ્વચ્છતા.

**સ્વચ્છતાના અભાવે**—શારિરિક અને માનસિક મલનું પરિમાર્જન કર્યા સિવાય નિરોગી અને ગૃહકાર્યદક્ષ કદિ પણ રહી શકાતું નથી. આપણી ભાષામાં કહેવત છે કે પહેલું સુખ તે જાતે નર્યા. જ્યારે અસ્વચ્છ રહીને આપણે આપણું સુખ ગુમાવી બેસીએ છીએ ત્યારે કુબેરની સંપત્તિ આવે તો પણ તેનાથી આપણને શરિર સંપત્તિનું સુખ મળી શકવાનું નથી. લંગડાં લુલાં શ્રીમંતના કરનાં ઘર હોય છે પણ સ્વચ્છતા વિનાનાં હોય છે. આ કહેવું જરાપણ ખોટું નથી. એવા દરેકને સ્વચ્છ રહેવા માટે અને કાયમ આરોગ્ય રહે તેમ જલદી સુચનાઓ કરવી જોઇએ. જે જે સ્થળે જવા આવવાનું હોય તે તે સ્થળે, સહવાસમાં આવતી વસ્તુઓ, આચાર વિચાર એ બધું નિયમિત રીતે નિર્મળ જોઇએ. દરેક ઠેકાણે સ્વચ્છતા રાખવી એ સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય અને ભૂષણ છે. ઘર વાળી ઝુડી સાફ રાખવું, મોરી પાણી રાખવાનો ગોળો ગરણું વિ. વારંવાર ધોઇ સાફ કરી સ્વચ્છતા દર્શક રાખવું. આંગણાંમાંથી સ્ત્રીની પરીક્ષા થાય છે. તેટલા ખાતર આંગણું સાફ રાખવામાં પ્રત્યેક સ્ત્રીઓનું લક્ષ અવશ્ય હોવું જોઇએ. સ્વચ્છતાની મુખ્ય ૫ બાબત છે.

| | | |
|---|---|---|
| ૧ હવા અને પાણી | ૨ સ્વયંપાક ગૃહ | ૩ પોતાને રહેવાનું ઘર |
| ૪ બધાં ઘર | ૫ શરિર અને મન. | |

**હવા પાણી.**

તાજી હવા પેટમાં લેવી અને પેટમાંથી બરાબર હવા બહાર કાઢવી એ ક્રિયા આપણે નિયમિત રીતે કરીએ છીએ. હવા સિવાય આ જગતમાં આપણે રહી શકીએ નહિ. હવા એજ આપણું જીવન છે. તેટલા ખાતર દરેક સ્થાન સ્વચ્છ રાખવાની પ્રથમ ફરજ છે. ઘરમાં જ્યાં ત્યાં પાણી ફેંકી ગંદકી કરવી નહિ.

આજુબાજુમાં મોરી, ગટર, સંડાસ વિ. હોય અને સવારમાં તથા સાયંકાળ ખરાબ વાસ પ્રસરે ત્યારે કોલનવાટર તથા લવંડર રૂમાલમાં છાંટી નાકે રાખવો. જો કે થોડી દુર્ગંધથી તે આપણા પેટમાં તોપણ જાય છે ખરો અને તેટલા ખાતર દુર્ગંધનો નાશ થાય તેવી દવાનો ઉપયોગ કરવો જોઇએ. ખરાબ હવા આ-વતી હોય તે બાજુ બાજુ ખડકી–બારી બારણુ કે દરવાજો જે હોય તે બંધ રાખવું. સવારમાં અને સાંજે ચંદન તથા ગુગળનો ધૂપ કરવો અને તેથી કરીને આપણુ રહેવાના સ્થળની હવા શુદ્ધ થશે. ડાંમર અથવા ગંધક બાળવામાં આવે તો હવા વધુ શુદ્ધ થાય છે, પરંતુ એ ધુમાડો આપણા પેટમાં જતાં નુકશાન કર્તા છે માટે તે ચીજનો ઉપયોગ ન કરવો. ખરાબ હવાથી પુષ્કળ અસાધ્ય રોગો થાય છે. અને તેથી પ્રથમ ચોકખી હવાની આપણને ગરજ છે.

ત્યાર બાદ પાણીની જરૂર છે. અને તે આપણને ઘણી અગત્યનું છે. પરંતુ તે કેવું જોઇએ એ વિષે ઘણી બગિનિઓ અજ્ઞાત હશે. બધા કરતા નદીનુ પાણી અવાવરૂ નહિ રહેવાથી સર્વોત્તમ છે. ગામના નળાવનું પાણી પીવાના માટે નિરૂપયોગી છે. કારણ ત્યાં કોઇ લુગડાં ધોવે છે, કોઈ રાખ ફેંકી જાય છે. પાણી પીવા આવનાં પશુ પક્ષીઓ પણ પાણી ખરાબ કરી જાય છે. જે સ્થળે નળનાં પાણીની સગવડ હોય તેને પણ નળનું પાણી સ્વચ્છ કરવાની આવશકયતા છે. ગામમાં એકાદ રોગની ઉત્પત્તિ થઈ હોય તોપણ પાણીને ફીલ્ટર કરી વાપરવું. પીવામાં તથા રાંધવામાં દરરોજ તાજું પાણી વાપરવું. પરંતુ જે ઠેકાણે દૂરથી પાણી આવતુ હોય અથવા પોતાનેજ ભલાવવું પડતું હોય તેણે એકાદ દિવસને આંતરે બદલાવવું. પીવામાં ને રાંધ-વામાં દરરોજ ગાળેલું પાણી વાપરવું. મોરી દિવસમાં બે વાર, નહિ તો એકવાર તો અવશ્ય સાફ કરવી, કારણ ભરાઇ રહેલા પાણીમાંથી દુર્ગંધ તુરત ઉત્પન્ન થાય છે. આપણા ઉપયોગમાં આવતા પાણીથી આપણી શારીરિક સ્થિતિ ખરાબ થાય એ ઠીક નહિ.

**સ્વયંપાકગૃહ.** રસોઇ કરવાની જગ્યા હમેશાં સ્રકી જોઇએ. પાણી ફેંકીને એ જગો ખરાબ કરવી નહિ. કારણ શરદી થતી જગોમાં રહેવાથી શરિર ખરાબ થાય છે. આપણને અને આપણા કુટુંબને અન્નગ્રહણ કરવા માટે તે સ્થાન ઉપયોગી છે એ ભૂલી જવું નહિ. અન્ન બગડવાથી અને

તે ખાવાથી આપણા શરિર સંબંધી કદિ પણ ખરાબ પરિણામ આવ્યા સિવાય રહેનાર નથી. ચૂલા પાસે જે જે ચીજો રહેવાની હોય તે બધી વ્યવસ્થિત રાખવી. અવ્યવસ્થિત રાખવાથી સ્વયં પાક અપકવ રહેવાથી ઉઘાડુ રાખવાથી ગૃહિણીનું દૂષણ ગણાય છે અને ખાધા પછી આપણને નુકશાનકારક છે.

સવારનો વિચાર રાત્રિથી કરી લેવો અને સવારે શું શું કાર્ય કરવાનાં છે તેનો કાર્યક્રમ પણ રાત્રિથીજ ગોઠવી લેવો. જે કાર્યક્રમ મનમાં ગોઠવી રાખ્યો હોય તે પ્રમાણે સવારમાંજ કાર્યની શરૂઆત કરવી. સિધાતુ સાહિત્ય કાઢી એક બાજુએ ગોઠવી સ્વયંપાકનો આરંભ કરવો. સ્વયંપાક પૂરો થયા પછી બહાર નિકળવું, પરંતુ નિયમિતપણા અને અનુભવ સિવાય આ પ્રમાણે થવું અશક્ય છે. વસ્તુઓ બરાબર ગોઠવી દેવી. જે અન્ન આપણે ગ્રહણ કરીએ છીએ તેનાથી લોહી થાય છે. જે જે પદાર્થ આપણી જીભને મીઠો લાગે છે તે આપણા પેટને પણ માફક આવે છે, એ બધો પચી જાય છે, આ પ્રમાણે બહુધા બની શકતુ નથી. પ્રકૃતિ, હવા, અન્નના ગુણ દોષ લક્ષમાં રાખી રસોઇ તૈયાર કરવી. એ સ્વચ્છતાથીજ આરોગ્યતા મળે છે. જેથી વારંવાર ડોકટરને ઘેર જવાનો ભય દૂર થાય છે.

પોતાને રહેવાનું ઘર લાંબી અને પહોળી શુદ્ધ હવાની સગવડતાવાળું જોઇએ. બારી બારણાં જે હોય તે સવારમાં ખોલવાં.

**પોતાને રહેવાનું ઘર.** ઘરમાં નિરૂપયોગી વસ્તુ કે જેનાથી હવા ખરાબ થતી હોય તે રાખવી નહિ. એકાદ ટેબલ, બે ખુરશી અને પુસ્તકો, શક્તિના પ્રમાણમાં રાખવાં. દેવદેવીઓના, સ્નેહિમિત્રો અને મહાપુરૂષોના ફોટા ઘરમાં રાખવા કે જેથી ઘરની શોભા વધે છે અને રહેનારને આનંદ મળે છે. આપણને અપ્રિય હોય એ ચીજ રાખવી નહિ. બગડી ગએલી શાકભાજી, સડેલાં અને સુકેલાં ફળફુલ, કેરાસીન, ટરપેનટાઇન, સ્પિરિટની બાટલી વિ. નાશકારક ચીજો ઘરમાં રાખવી નહિ કારણ તેનાથી ઘરમાં શરદિ થાય અને હવામાં બગાડો થાય છે. ઘરમાં દીવો સળગતો રાખી સુવું નહિ. કોઇ વખતે દીવો રાખવાની જરૂર જણાય તો ધીમો કરી ટેબલ ઉપર રાખવો. તાજા ફુલ ઘરમાં રાખવાં કારણ તેથી સારી વાસ ફેલાય છે. એકાદ ઘરમાં સડેલાં ફળ ફુલ રહેવાથી રોગી અને નિરોગીના શરિરમાં વધુ બગાડો

કરે છે. રોગી નિરોગીએ બહુજ સંભાળ રાખવી. રાત્રિએ શાંતિ રહે તેમ સુવું. ચાહરને મેલી થવા દેવી નહિ. રાત્રિએ એકાદ બારી ઉઘાડી મુકીને સુવું કે તાજી હવા મળી શકે અને શ્વાસોશ્વાસ દ્વારા જે ખરાબ હવા નીકળે છે. તે બહાર જાય. સવારમાંપણુ ઉઠી તમામ બારી બારણાં ખોલી તાજી હવા ઘરમાં આવવા દઇ ખરાબ હવા બહાર જવા દઇ પછી પથારી ઉપાડવી.

**બધાં ઘર.** બધાં ઘર સ્વચ્છ રાખવાં જોઇએ, એ બોલવામાંજ કાર્યસિદ્ધિ થઈ જતી નથી. કારણ અનુભવ સિવાય થવું કઠણ છે. આ બાબતમાં વડિલ અને અનુભવી માણસોનું અનુકરણ કરવાની જરૂર છે. નિયમિત રીતે ઘર સાફસુફ રાખવાં. ગૃહપ્રવેશ કરતાંજ આનંદ થાય એવી રીતે ઘર સાફ સુફ રાખવાં જોઇએ. સુવાની ઓરડીમાં દાણા દુણી, સ્નાન કરવાના ગૃહમાં પુસ્તકોનો કબાટ અને રસોડામાં કપડાની પેટી આવી ગેરવ્યવસ્થા હોવી નહિ જોઇએ. આવું જોઇને આપણાં મિત્રો હસે છે અને આપણે અનેક પ્રકારની અડચણો ભોગવવી પડે છે. કાર્યપરત્વે દુર્લક્ષ આપવું નહિ જોઇએ. ઘરખર્ચ લખવાનો રિવાજ રાખવો. નિયમિત રીતે માસિક ખર્ચનો અંદાજ પ્રથમજ કાઢવો અને પછી જરૂર પડે તો ખર્ચ કરવો. લોકોને કંજુસપણુ ન દેખાવું જોઇએ. વ્યહવારમાં અને સ્વધર્મમાં દક્ષ રહેવું. હરેક રીતે ઘર સુંદર રાખવું એજ એક ગૃહિણીને શોભા આપનારૂં છે.

**શરીર અને મન.** નાહી ધોઇ શરિર સ્વચ્છ રાખવું અને નિયમિતરીતે સારા વિચારોથી મન સ્વચ્છ રાખવું. ફક્ત ટંઢા અથવા ગરમ પાણીથી સ્નાન કરવું. સ્નાન કર્યા પછી શરિરને હવા લાગવા દેવી નહિ. સ્નાન કરતી વખતે શરીર ખુબ ચોળીને સ્નાન કરવું. વખત મળતો નથી આવો માત્ર નામનો પોકાર કરવો નહિ. તાજી હવા મેળવવા માટે બાધ ન આવે તેવા સ્થળમાં ફરવા જવું. કામ કરવું અને તાજી હવા લેવી તેથી કરીને શરીર ઠીક રહે છે અને જોઇતુ આરોગ્ય મળે છે. શરિર અને મનને શક્તિ પ્રમાણે કામ સોંપવું. જમીને આળસ ખાઇ સુવું નહિ. યોગ્ય ઉદ્યોગ કરવા. દરરોજ થોડું પરંતુ પાકું અને નવિન શીખવું. સારાં સારાં પુસ્તકોમાંથી જ્ઞાન મેળવવું. ફળઝાડ ઉછેરવામાં ગાવામાં વિ. મનને અને શરિરને છુટ આપવી. એથી આપણું અને બીજાઓનું મન રંજીત થાય છે. એક ઠેકાણે વાંચવામાં આવ્યું છે કે જેના ડોળા દુખવા આવે છે,

એક સરખા વાંચનથી અથવા વિના કામે જેના ડોળા અશક્ત થઈ જાય છે, તેવા માણસને બાગમાં ફેરવી શોભા બતાવવી. નૈસર્ગિક શોભા અવલોકવાથી, નવિન નવિન શોધમાં મન ગુંથાવાથી, મનને ફાયદો થાય છે. નિંદા અને દ્વેષ કરવાનો સ્ત્રીજાતિમાં એક સામાન્ય રિવાજ છે અને તેનું પરિણામ કદિ સારૂં આવતું નથી. તે વખતે સદૈવ સારા વિચારો અને સારી વાતચિતો કરવામાં વખત ગુમાવવો અને સારા વિચારોને તરત અમલમાં મુકવા. મનને પાપથી ભયયુક્ત રાખવું. બીજા ઉપર વિશ્વાસ અને સ્વબળનો નિશ્ચય રાખવો. અમે નાજુક અને અશક્ત છીએ આવું બતાવવાની ઘણી સ્ત્રીઓ હોંસથી કોશેષ કરે છે. એથી લોકો હસે છે અને શરિરને નુકશાન થાય છે. માટે આવા ઢોંગ કરવાની કોશીશો તજી દેવી. સંસારમાં સ્ત્રીઓને શિર કેટલી ગંભીર જોખમદારી છે એ સુશિક્ષિત સ્ત્રીઓજ સમજી શકે છે. પારસી અને યુરોપીયન સ્ત્રીઓ પુરૂષની બરોબરીનાં કેટલાંક કાર્યો કરી શકે છે. ત્યારે આપણા દેશની સ્ત્રીઓની કર્તવ્યસીમા ફક્ત રસોઇના કાર્યથીજ પૂર્ણ થાય છે. બીજા દેશની સ્ત્રીઓને આગસાદનો વિચાર નહિ આવતો હોય?

ઇશ્વર અમારા દેશની આર્ય સ્ત્રીઓનો અંધકાર નાશ કરો અને આચાર વિચારમાં ઉદાર બની બીજાનાં સારાનું અનુકરણ કરતાં શીખો. હે પ્રભુ અમારી એટલીજ સવિનય પ્રાર્થના છે.

# પ્રાસંગિક નોંધ તથા ખબરો.

**ડૉ. જીવરાજને આવકાર:**—ડૉ. જીવરાજ નારાયણ મહેતા તા. ૧૫ મી એપ્રીલ ૧૯૦૯ ને રોજ મેસેંજર્સ મેરીટાઇમ્સ કંપનીની સ્ટીમરમાં ઉંચા વૈદીક અભ્યાસ માટે મુંબઇનો કીનારો છોડયા પછી સાડા છ વરસના લંડનમાં વસવાટ પછી તા. ૧૩ મી નવેમ્બરે અરેબીયા સ્ટીમરમાં નીકળી મુંબઇ આવે છે એવા ખુશખબર આપણને મળ્યા છે. કપોળજ્ઞાતિ પોતાના પનોતા પુત્રને યોગ્ય આવકાર આપવા માટે તલપાપડ થઇ રહીછે અને તેને માટે જ્ઞાતિની કમીટીની સભા વિચાર કરવા માટે મેળવવામાં આવી છે. શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડિંગસ્કુલના બોર્ડરો પોતાના મિત્રને, બોર્ડિંગ સ્કુલે બહાર પાડેલા ઉંચામાં ઉંચા રત્નને, હરખ ભરેલો આવકાર આપવા તૈયારી કરી રહ્યા છે. કપોળ સ્ટુડન્ટસ યુનીયન પોતાના ઉત્સાહી મેમ્બરને માન આપવાને ગોઠવણ કરવા વિચાર ચલાવે છે. કપોળ વૉલન્ટીયર્સટીમ તેને આવકાર આપવાને તૈયારી કરે છે એમ સંભળાય છે. એ શિવાય તેમના માનમાં એક મોટો જાહેર મેળાવડો કરવાની હીલચાલ ઉપાડી લેવામાં આવી છે. આ સઘળું યોગ્યજ છે અને અમોને ખાતરી છે કે બંદર ઉપર ઘટતો આવકાર આપવાને તેમજ બીજા મેળાવડાઓમાં પુરતી સંખ્યામાં અમારા ભાઇઓ હાજરી આપશે.

ડૉ. જીવરાજ; તમોને સાડા છ વરસની ગેરહાજરી પછી અમારા તરફથી આવકાર આપતાં અમોને અત્યાનંદ થાય છે. તમોએ જ્ઞાતિનું તથા દેશનું નામ વિલાયતમાં જે રીતે મશહુર કર્યું છે તેને માટે અમારું હૃદય હર્ષથી ઉછળી રહ્યું છે. તમો અમારામાંથી કેટલાકની સાથે ઘાડા-નિકટ સંબંધમાં આવેલા હોવાથી તમારા સદ્ગુણો, તમારા વિચારો, તમારી દેશ માટેની અપ્રતીમ લાગણીઓ જાણવાને અમો ભાગ્યશાળી થયા છીએ, તે ઉપરથી અમો ખાતરી પૂર્વક માનીએ છીએ કે તમો ભવિષ્યમાં તમારૂં નામ દેશના ઇતીહાસમાં નોંધાવી જશો. તમારી ઝળકતી કાર્કિર્દીથી અને તમારી વિલાયત મધ્યેની જાહેર જીંદગીથી તમારે માટે અમે ઉંચી આશાઓ બાંધી છે; તે જગન્નિયંતા પરમેશ્વર પુરી પાડે એવી તેની પાસે અમારા

# પ્રાસંગિક નોંધ તથા ખબરો.

**ડૉ. જીવરાજને આવકાર:—** ડૉ. જીવરાજ નારાયણ મહેતા તા. ૧૫ મી એપ્રીલ ૧૯૦૯ ને રોજ મેસેંજર્સ મેરીટાઇમ્સ કંપનીની સ્ટીમરમાં ઉંચા વૈદીક અભ્યાસ માટે મુંબઇના કીનારો છોડયા પછી સાડા ૭ વરસના લંડનમાં વસવાટ પછી તા. ૧૩ મી નવેમ્બરે અરેબીયા સ્ટીમરમાં નીકળી મુંબઇ આવે છે એવા ખુશખબર આપણને મળ્યા છે. કપોળજ્ઞાતિ પોતાના પનોતા પુત્રને યોગ્ય આવકાર આપવા માટે તલપાપડ થઇ રહીછે અને તેને માટે જ્ઞાતિની કમીટીની સભા વિચાર કરવા માટે ભેળવવામાં આવી છે. શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડિંગસ્કુલના બોર્ડરો પોતાના મિત્રને, બોર્ડિંગ સ્કુલે બહાર પાડેલા ઉચ્ચામાં ઉંચા રત્નને, હરખ ભરેલો આવકાર આપવા તૈયારી કરી રહ્યા છે. કપોળ સ્ટુડન્ટસ યુનીયન પોતાના ઉત્સાહી મેમ્બરને માન આપવાને ગોઠવણ કરવા વિચાર ચલાવે છે. કપોળ વૉલન્ટીયર્સટીમ તેને આવકાર આપવાને તૈયારી કરે છે એમ સંભળાય છે. એ શિવાય તેમના માનમાં એક મોટો જાહેર મેળાવડો કરવાની હીલચાલ ઉપાડી લેવામાં આવી છે. આ સઘળું યોગ્યજ છે અને અમોને ખાતરી છે કે બંદર ઉપર ઘટતો આવકાર આપવાને તેમજ બીજા મેળાવડાઓમાં પુરતી સંખ્યામાં અમારા ભાઇઓ હાજરી આપશે.

ડૉ. જીવરાજ; તમોને સાડા ૭ વરસની ગેરહાજરી પછી અમારા તરફથી આવકાર આપતાં અમોને અત્યાનંદ થાય છે. તમોએ જ્ઞાતિનું તથા દેશનું નામ વિલાયતમાં જે રીતે મશહુર કર્યું છે તેને માટે અમારું હૃદય હર્ષથી ઉછળી રહ્યું છે. તમો અમારામાંથી કેટલાકની સાથે ગાઢા-નિકટ સંબંધમાં આવેલા હોવાથી તમારા સદ્ગુણો, તમારા વિચારો, તમારી દેશ માટેની અપ્રતીમ લાગણીઓ જાણવાને અમો ભાગ્યશાળી થયા છીએ, તે ઉપરથી અમો ખાતરી પૂર્વક માનીએ છીએ કે તમો ભવિષ્યમાં તમારૂં નામ દેશના ઇતીહાસમાં નોંધાવી જશો. તમારી ઝળકતી કારકિર્દીથી અને તમારી વિલાયત મધ્યેની જાહેર જીંદગીથી તમારે માટે અમે ઉંચી આશાઓ બાંધી છે: તે જગન્નિયંતા પરમેશ્વર પુરી પાડે એવી તેની પાસે અમારા

અંતઃકરણ પૂર્વક યાચના છે. ઇશ્વર તમોને લાંબુ આયુષ્ય અને સામર્થ્ય આપે કે જેથી તમો તમારી જ્ઞાતિને તથા તમારા દેશને તમારી સેવાઓ અર્પવાને સામર્થ્યવાન થાઓ.

**જાફરાબાદના કપોળ આગેવાનનું મરણ:**—જાફરાબાદની આપણી કપોળ જ્ઞાતિના આગેવાન શેઠ હરજીવનદાસ ધારશીના તા. ૨૪ મી સપ્ટેમ્બરને દીને થયેલા મરણની નોંધ લેતાં અમોને દીલગીરી થાય છે. તેઓની જીંદગીનું વર્ણન તથા તેઓએ કરેલી સખાવતોનું લીસ્ટ અમોએ થોડા મહીના અગાઉ અમારા માસીકમાં આપેલું હોવાથી વિશેષ વર્ણનની જરૂર નથી, પણ તેઓએ જ્ઞાતિ માટે કરેલી સખાવતો, તેમની જ્ઞાતિ પ્રત્યેની ઉંડી દીલસોજ લાગણી અને તમામ જનસમાજને માટે દયાની લાગણી કપોળ ભાઇઓથી તથા જાફરાબાદની સમસ્ત પ્રજાથી જલદી ભુલાશે નહિ. આપણી જ્ઞાતિને તેમના મરણથી ખરેખર ખોટ પડી છે અને જ્ઞાતિના અભ્યુદય માટે સખાવતો કરવાની જે તેમને હજુ ઉમેદ હતી તે તેમના અચાનક મરણથી આપણે ગુમાવી છે. તેમના ઉત્તર કાર્ય પ્રસંગે અમરેલી કપોળ બોર્ડિંગ સ્કુલને રૂ. ૧૦૧, મુંબઇની કપોળ બોર્ડિંગ સ્કુલને રૂ. ૫૨, સ્વ. મી. ગોપાલજીની સોસાઇટીમાં રૂ ૨૫), વનિતાવિશ્રામને રૂ ૨૫, ગાંધીના ખાતામાં રૂ ૨૫ ) તથા બીજી પરચુરણ સખાવતો કરવામાં આવી છે. તેમના કુંટુંબ પર આવી પડેલી આફતમાં અમારી સંપૂર્ણ દિલસોજી છે. અમે ઇશ્વરપાસે માગીયે છીએ કે તે તેઓના આત્માને શાંતિ આપે.

**પરિક્ષામાં ફતેહ:**—શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડિંગ સ્કુલના એક વિદ્યાર્થી મી. ત્રીભોવનદાસ હરગોવીંદદાસ મહેતા ડાક્ટરની એમ. બી. બી. એસ. ની ત્રીજા વર્ષની પરિક્ષામાં ફતેહમંદ થયા છે.

**સર જગમોહનદાસ અને કપોળ વોલન્ટીયર્સ ટીમ:**—કપોળ વૉલન્ટીયર્સ ટીમે બાદરવા શુદ ૬ની ઉજાણીમાં મેનેજમેંટ કરી હતી તેથી ખુશી થઇ રૂ. ૧૨૫ આપીને લાઇફ મેમ્બર થયા હતા અને રૂ. ૨૫ ટીમના કેપીટલ ફંડમાં બક્ષીસ તરીકે આપ્યા હતા.

**લેડી જગમોહનદાસ અને કન્યાવિક્રય:**—કન્યાવિક્રય નિષેધક

મંડળ તરફથી એક ગંજાવર મેળાવડો માધવબાગમાં સાક્ષરશ્રી રણછોડભાઇ ઉદયરામના પ્રમુખપણા નીચે કરવામાં આવ્યો હતો; જે વખત લેડી જગમોહનદાસના હાથે વૉલન્ટીયરોને ચાંદા વહેંચવામાં આવ્યા હતા. અને તેમ કરતાં કન્યાવિક્રયના હાનિકારક રિવાજના સંબંધમાં અને તે દૂર કરવાને ઉપાયો યોજવા સંબંધી અસરકારક ભાષણ કર્યુ હતું. મેળાવડો ઘણો ફતેહમંદ થયો હતો.

**દેવલાલીમાં શેઠ ભગવાનદાસ નરોતમદાસ સેનેટોરીયમ:—** શેઠાણી ઝવેરબાઇએ મુંબઇમાં કપોળનિવાસ રૂપીઆ દોઢ લાખના ખરચથી બંધાવ્યા પછી રૂપીઆ પચાસ હજાર વનીતાવિશ્રામના મકાન માટે આપ્યા પછી અને વર્સોવા ખાતે રૂપીઆ એક લાખ દશહજારના ખર્ચથી ભવ્ય સેનેટોરીયમ બંધાવ્યા પછી રૂપીયા નેવુ હજારના ખર્ચથી એક બીજું સેનેટોરીયમ દેવલાલીખાતે બંધાવ્યું છે. તે સેનેટોરીયમમાં ૭ કુંટુંબો માટે ઘણી સરસ સગવડ કરવામાં આવી છે. દરેક બંગલામાં એક સુવાનો ઓરડો, એક દીવાનખાનું, રસોડું, નહાવાના ઓરડાઓ, સ્ટોરરૂમ વિગેરે રાખવામાં આવ્યા છે; વાસણો ફરનીચરની પુરતી જોગવાઇ કરવામાં આવી છે અને હિંદુભાઇઓ અત્યાર આગમચ તેનો લાભ લેવા માંડયા છે. શેઠાણી ઝવેરબાઇએ પોતાનું તથા પોતાના મર્હુમ ધણી શેઠ ભગવાનદાસ નરોતમદાસનું નામ કપોળ તથા હિંદુ ઇતીહાસમાં પોતાની સખાવતોથી અમર કર્યું છે.

**સ્વર્ગવાસી બાઈ લાડકોરબાઈ** તરફથી શેઠ જમનાદાસ સલ્લુભાઇ ધરમાદા દવાખાનું ભુલેશ્વર શાક મારકીટ સામે ફોફળવાડીને નાકે ઉઘાડવામાં આવ્યું છે તે દવાખાનાનો લાભ તા. ૧ લી સપ્ટેમ્બરથી તા. ૩૦ મી સપ્ટેમ્બર સુધીમાં ૧૨૬૪ પુરૂષ, ૪૧૦ સ્ત્રીઓ તથા ૪૫૦ બાળકોએ એકંદર ૨૧૨૪ દરદીઓએ લીધો છે.

**શીહોરમાં ખેદકારક મરણ—**અહીંની કપોળજ્ઞાતિના મેહેતા અને દેસવજી પારેખના ખાનદાન કુટુંબના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ પારેખ ભીમજી ભાવજી જેમણે લાંબી મુદત સુધી નામદાર ભાવનગર દરબારશ્રીની પ્રમાણિક

નોકરી બજાવી પેનશન ઉપર રીટાયર થઇ દીવસો ગુજારતા હતા તેઓ પોતાની પાછળ પુત્ર પૌત્રાદિક કુટુંબ પરિવાર મુકી આશરે ૭૬ વર્ષની પાકી ઉમરે સં. ૧૯૭૧ ના શ્રાવણ વદ ૧૦ સોમવારે કૈલાસવાસી થયા છે. મરનાર, ભલા, તથા સ્વભાવે ઠરેલા, હસમુખા, મિલનસાર, તેમજ સત્યવકતા હતા, તેની સાથે જ્ઞાતિવ્યવહાર આદિક કાર્યોમાં કુશળતા ધરાવતા અને જ્ઞાતિજનોને દરેક પ્રસંગે એક બહોળા અનુભવી તરીકે નેક સલાહ આપતા. તેઓ જ્ઞાતિમાં અને તેમના પારેખ કુટુંબમાં મોટેરા અને મોભાદાર ગણાતા. તેઓ વકીલ મી. દામજી મકનદાસ પારેખના સગાવાલા થતા હતા. તેમણે વીઠ્ઠલનાથજી, નાસિક આદિક સ્થલોની યાત્રા કરી હતી. પોતાનો મોટો પુત્ર શામજી જે કે આગાખાન સાહેબનો મુનીમ હતો તેના આકસ્મિક મૃત્યુથી અને ત્યારબાદ વકીલ મી. વ્રજલાલ દામજીનું મરણ થતાં તેના આઘાતને લીધે તેમનું શરીર ઘસાતું ચાલ્યું હતું. તેમના મરણથી અમો અમારી દીલગીરી જાહેર કરીએ છીએ અને તેમના કુટુંબ પરત્વે લાગણી બતાવી દીલસોજી ધરાવીએ છીએ.

તેઓના ઉત્તરકાર્યના પ્રસંગમાં તેમના પુત્ર મી. ભોગીલાલે પોતાના વડીલોના અને કુટુંબના મોભા પ્રમાણે જ્ઞાતિભોજન કરાવી તથા બીજાઓનો યોગ્ય સતકાર કરી ઉત્તરકાર્ય રૂડી રીતે ઉકેલ્યું છે. પ્રભુ મરનારના આત્માને શાંતી બક્ષો એવી યાચના કરીએ છીએ.

**દીલ્હી ગુજરાતી જ્ઞાનોદય સ્કુલમાં ઇનામ સમારંભ**— અત્રેની ગુજરાતી સ્કુલમાં તા. ૧૧-૧૦-૧૫ ના રોજ રા. જાદવજી હીરજી વળીઆ તરફથી પોતાને ત્યાં પુત્રપ્રાપ્તીની ખુશાલીમાં ઇનામો વહેંચવામાં આવ્યા હતા તે વખતે અત્રે વસતા ગુજરાતી ભાઇઓનો મોટો ભાગ હાજર હતો. સભાનું પ્રમુખસ્થાન સર કરીમભાઇની ઇંદોરમીલના મેનેજર રા. ગાંગજીભાઇને આપવામાં આવ્યું હતું. તેઓએ રા. જાદવજીભાઇના કુંટુબ તેમજ પુત્રરત્નને દીર્ઘાયુ ઇચ્છી તેઓની ખુશાલીમાં બધા તરફનો હર્ષ જાહેર કર્યો હતો તથા આજના દીવસને સ્કુલમાં જાહેર તહેવાર તરીકે પાળવા જણાવવામાં આવ્યું હતું. રા. જાદવજીભાઇ તરફથી પોતાના વતન જલાલપુર તથા માગળામાંની તમામ ઇંગ્રેજી તથા ગુજરાતી સ્કુલોમાં પણ આજના દિવસે ઇનામ વહેંચવામાં આવ્યાં હતા જે ઉપરાંત અત્રેના તમામ ગુજરાતી

ભાઇઓને થાકર વહેંચવામાં આવી હતી. તેમજ કેળવણીના પ્રચાર સાથે કેળવાયલા શ્રીમાનોથી દેશના ધાર્મીક ખાતાઓ તરફ આવા પ્રસંગે ધ્યાન આપવામાં આવે છે તે જોઇ અત્રેની કેળવાયલી પ્રજામાં ઉત્સાહ આવ્યો હતો. રા. જાદવજીભાઇ તરફથી નીચે પ્રમાણેની મદદો નોખી. નોખી સંસ્થાઓને જાહેર કરવામાં આવી હતી.

રૂ. ૫૦૧) કપોળ નીરાશ્રીત ફંડ ખાતે.

રૂ. ૫૦ ) પોતાના નીરાધાર સગાઓને ખાનગી મદદ.

રૂ. ૫ ) દીલ્હી ગુજરાતી જ્ઞાનોદય સ્કુલમાં.

રૂ. ૧૦ ) માગળા સ્કુલમાં.

છેવટે રા. રતીભાઇ ગાન્ધીએ હાજર રહેલાઓનો તથા પ્રમુખનો રા. જાદવજીભાઇ તરફથી આભાર માન્યો હતો ને પૂર્ણ ઉત્સાહ સાથે પાન ગુલાબ લઇ સર્વેભાઈ વીદાય થયા હતા.

**શંઘવી મિત્રમંડળની સભાઓ**—ગઇ ભાદરવા વદ ૦)) ને દિવસે ઉપરક્ત મંડળની સભા તે મંડળના ઉત્સાહી પ્રમુખ સાહેબ રા. રા. ભાઇ માધવજી ભાણજીના પ્રમુખપણા નીચે રાત્રે આઠ વાગે જાફરાબાદવાળા શંઘવી અને ગરમ કાપડના સાહસીક વેપારી ધારશી-ભાઇને ત્યાં મળી હતી, જે વખતે આશરે ૭૫ માણસોની હાજરી આપી મંડળને આભારી કર્યું હતું. રા. રા. ભાઈ તે સભામાં પરોણા તરીકે હાજરી આપી મંડળને આભારી કર્યું હતું. રા. રા. ભાઇ સુંદરજી વલ્લભદાસ સંઘવી જેઓ તે મંડળમાં નિયમિત હાજરી આપે છે તથા ઉત્સાહપુર્વક ભાગ લે છે, તેઓની તબિયત નાદુરસ્ત હોઇ, હાજરી આપી શકયા નહતા. ગઇ મીટીંગનો રિપોર્ટ વંચાયા બાદ, અને પ્રમુખ સાહેબે ઇશ્વિર સ્તુતી કર્યા બાદ " આપણી જ્ઞાતિની પડતીનાં કારણો અને તેને માટે લેવા જોઈતા ઉપાયો " એ વિષય ઉપર યુવાન વર્ગે નિબંધો વાંચ્યા હતા. ત્યારબાદ રા. રા. વિશરામ નાનજી ગોરડીયાએ તે મંડળના મોબ’ડીયરો પ્રમુખ સાહેબ તથા બીજા ભાઇઓ જે ઉત્સાહથી મંડળનું કામ કરે છે તે બદલ તેમને ધન્યવાદ આપી મંડળની આબાદી ઇચ્છી હતી. ત્યાર બાદ દૂધપાન લઇ મેળાવડો વિસર્જન થયો હતો.

આ મંડળની બીજી સભા આસો સુદ ૧૫ ને દિવસે તે મંડળના પ્રમુખ સાહેબ રા. રા. ભાઈ માધવજી ભાણજીના પ્રમુખ પણા નિચે શેઠ ધરમશી નથુભાઈ તથા ચંદરજી નથુભાઇને ઘેર મળી હતી. જે વખતે હાજરી આશરે ૬૦ માણસની હતી. ગઇ મિટીંગનો રિપોર્ટ વાંચ્યા બાદ અને ઇશ્વરસ્તવન કર્યા બાદ, રા. રા. ભાઇ સુંદરજીભાઇએ નિચે જણાવેલા ઠરાવો સભા સમક્ષ રજુ કર્યા હતા તે સર્વાનુમતે પસાર થયા હતા.

૧. આવતી કાર્તિક શુદ ૧૫ ને દિવસે દાદર ભાઇ મનજી વાલજીના કુશાદે બંગલામાં પ્રીતિભોજનને માટે મેળાવડો કરવો અને તેમાં દરેક શ્રેધરી ભાઇએ સહકુટુંબ તે પ્રીતિભોજનમાં ભાગ લેવો.

૨. મંડળના મેંબર થવાને માટે જો કે ફરજ્યાત ફી નથી તે છતાં દરેક ભાઇએ પોતાથી બનતું લવાજમ આપવું અને તે લવાજમ મંડળના વોલંટીયરો પાસેથી રિસીટ લઇ તેમને આપવું.

૩. મુંબઇ તથા બહાર ગામનું શ્રેધરી ભાઇઓનું વસ્તીપત્રક તૈયાર કરવામાં દરેક ભાઇએ પોતાથી બનતી મદદ આપવી.

આ ઉપરાંત મંડળના ઉમંગી પ્રમુખ સાહેબે ઉત્તેજનાર્થે ગઇ મીટીંગોમાં જે નિબંધો વંચાયા હતા તેમાંથી શ્રેષ્ટ નિબંધવાળા મિ. પરમાણુંદાસને રૂ. ૧૫ ની કિંમતનું ઘડીયાળ બક્ષીસ રૂપે પોતા તરફથી અર્પણ કર્યું હતું. આ સભામાં રા. રા. સુંદરજીભાઇએ તબિયત નાદુરસ્તી હોવા છતાં હાજરી આપી હતી અને મંડળનું તમામ કામ શાંતિથી સાંગોપાંગ ઉતાર્યું હતું. ત્યારબાદ પેંડા દાળ તથા દુધપીવાને ન્યાય આપી સભા વિસર્જન થઇ હતી. બંને સભાઓમાં રા. રા. ભાઈ જમનાદાસ હરખજી શ્રેધરીએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો.

# જાહેર ખબર.

આથી ખબર આપવામાં આવે છે કે મુંબાઇમાં વનિતાવિશ્રામ માટે બંધાવેલું ધી ઝવેરબાઇ ભગવાનદાસ નરોત્તમદાસ બિલ્ડીંગ ખુલ્લું મુકાયું હતું તેનું કાર્ય શરૂ કરવામાં આવ્યું છે. તેમાં વિધવા બાઇઓ માટે આશ્રમ રાખવામાં આવ્યો છે. કપોળ જ્ઞાતિની વિધવાઓ સારૂ ગોઠવણ રાખવામાં આવી છે માટે તેમને વિજ્ઞપ્તિ છે કે જે બહેનો આશ્રમ તેમજ શાળાનો લાભ લેવા માંગતી હોય તેમણે નીચેને શિરનામે લખીને પ્રવેશ પત્રિકા મંગાવી લેવી ને વધારે વિગત સારૂ જાતે મળવું. પંદર વર્ષની અંદરની કન્યાઓ તેમજ પરણેલી સ્ત્રીઓ માટે રૂ. ૮ રાખવામાં આવ્યા છે. તે ઉપરની ઉમ્મરની બહેનોના રૂ. ૧૦ રાખ્યા છે. ટ્રસ્ટીઓ આશા રાખે છે કે બાઇ ઝવેરબાઇની ઉદારતાનો લાભ કપોળ કોમ લેવા ચુકશે નહી.

શિવગૌરી કલ્યાણભાઇ ગજ્જર.

વનિતાવિશ્રામનાં ટ્રસ્ટી.

# સાંસારિક બનાવો.

મુંબાઇ-વેશવાળ-શેઠ ધરમદાસ ત્રીભોવનદાસ વરજીવનદાસનું વેશવાળ ગોરડીયા મોતદાસ કમળશીની પુત્રી બેન ગુલાબ વેરે.

શેઠ મનમોહનદાસ રામજીના પુત્ર ભાઇ ભગવાનદાસનું વેશવાળ મહુવા વાળા દોશી નાથાલાલની પુત્રી બેન તાપી વેરે.

ભુંભલીવાળા શંધવી કરશનદાસ ભીમજીના પુત્ર ભાઇ તાપીદાસનું વે-શવાળ અમરેલીવાળા મહેતા પરમાણંદ ચત્રભુજની પુત્રી બેન મોંઘી વેરે.

બેરાઇવાળા શંધવી નાથાલાલ લવજીનું વેશવાળ બેરાઇવાળા મહેતા ત્રીભોવન મૂળજીની પુત્રી વેરે.

શંધવી ત્રીભોવનદાસ જાદવજીની પુત્રી વિમળાનું વેશવાળ ગોરડીયા માવજી બાણજીના પુત્ર ભાઇ વનમાળી વેરે.

ગોરડીયા કલ્યાણજી દયાળ જાફરાબાદવાળાની પુત્રી જડીનું વેશવાળ ભુતા છવરાજ લક્ષ્મીદાસ વેરે.

સચરાવાળા શા. નંદલાલ નથુભાઇની પુત્રી ડાહીનું વેશવાળ ત્રંબકવાળા શંધવી ગીરધરદાસ ત્રંબકના દીકરા ભાઇ મથુરદાસ વેરે.

શા. વનમાળી ધરમશીની પુત્રી બેન કમળાનું વેશવાળ બારમણવાળા શા. હરજીવન પરસોતમના ભાઇ હરગોવિંદ વેરે.

બેરાઇવાળા ગાંધી નરોત્તમ રૂગનાથના પુત્ર ભાઇ ઠાકરશીનું વેશવાળ ડેડાણવાળા શેઠ વચ્છરાજ ગોરધનદાસની પુત્રી બાઇ ત્રિવેણી વેરે.

ગોરડીયા ગાંડા મનાના પુત્રનું વેશવાળ કાણકીયા મોરાર દુર્લભની પુત્રી વેરે.

મહેતા નાગરદાસ પુરૂશોતમદાસના પુત્ર મી. ગોરધનદાસની પુત્રીનું વેશવાળ અમરેલીવાળા શંધવી હાવાભાઇ કમળશીના પુત્ર મી. કેશવજીના દીકરા હરીલાલ વરે.

શા. ત્રીકમદાસ મેઘજીની પુત્રી કમળાનું વેશવાળ ગોરડીયા ગંગાદાસ નારણદાસના દીકરા ભાઇ ભાણજી વેરે

રાજુલાવાળા મહેતા ગંગાદાસ જગજીવનદાસનું વેશવાળ લુણસાપુર વાળા વોરા હરજીવન નારણની પુત્રી વેરે.

મુંબાઇ-મરણ-ગાંધી હંસરાજ ગીરધર, ઉમર વર્ષ ૫૫.

સીમંત—શેઠ માવજી રાઘવજીના પુત્ર તુળશીદાસની વહુને.

અમરેલી-મરણ-વોરા જગદીસ ભાણજીના પુત્ર જગદીસ ઉમર વરસ વીશ.

મહુવા-મરણ-દોશી ગોપાળજી છગન ઉમર વર્ષ ૫૦.

હીરાણા-જન્મ-ગાંધી દામોદર મુળજીના ભાઈ જીવન મુળજીને ત્યાં પુત્ર.

અમરેલી-વેશવાળ-શા. છત્રરાજ નરશી સુખડીયાની પુત્રી બેન કાશીનું વેશવાળ મુંબઈવાળા મી. તુળશીદાસ રતનજી બારાવાળાની વેરે.

મહુવા-જન્મ-પારેખ મોનદાસ આણંદજીના પુત્ર હરજીવનદાસના પત્ની બાઇ પુરીબાઇને પુત્રી.

જાફરાબાદ-જન્મ-મહેતા કરશનદાસ મનજીના પુત્ર ભાઈ ચત્રભુજના ધણીઆણીને પુત્ર (૨) પારેખ જાદવજી ભીમજીના પુત્ર ભાઇ છગનલાલના ધણીઆણી બાઇ સંતોકને પુત્ર.

સીહોરની ખબરોઃ—

મરણઃ—૧. મહેતા ભવાનીદાસ પરમાણંદદાસની સ્ત્રી, ઉમર વર્ષ ૨૮ ધાસણીથી.

૨. દોશી પરમાણંદદાસ શામજીની નવી સ્ત્રી બાઇ રળીયાત ઉ. વ. ૩૦ ક્ષયથી.

---


☞ આ માસિક મુંબઈના 'કપોળ યુવક મંડળ' માટે શંકરરાય અમૃતરાયે અમદાવાદ ખાતે પોતાના 'જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસ' નામના છાપખાનામાં છાપ્યું અને મુંબઈમાં ગીરગામમાં આવેલી કપોળ ઓફિસથી મી. જગજીવનદાસ નારાયણદાસ મહેતાએ પ્રસિદ્ધ કર્યું.